

ગીનાન ૬૦

# જુગેસર તથા અબધુનાં.

કીંમત રૂ. ૦ાા      સતે ૧૯૨૦

ગીનાન ૬૦

# જુગેસર અબધુનાં.

( ગુજરાતીમાં ) આવૃતી ૧ લી નકલ ૫૦૦.

પ્રગટ કરનાર,

**મુખી લાલજીભાઈ દેવરાજ.**

ધી ખોજા સિંધી છાપખાનું,

૧૧૩, પાલખી મહોલા-મુંબઈ-૯.



આ બુક મેનેજર **વલીભાઈ નાનજીએ** ધી ખોજા સિંધી પ્રેસ ૧૧૩, પાલખી મહોલા, મુંબઈ નં-૯ માં **મુખી** લાલજીભાઈ દેવરાજ માટે છાપી અને **મુખી** લાલજીભાઇ દેવરાજે ધી ખોજા સિંધી પ્રેસ ૧૧૩, પાલખી મહોલા, મુંબઈ-૯ માં પ્રગટ કરી.

સંવત ૧૯૭૬.　　　　તા૦ ૧૫-૬-૨૦.

# સાંકળિયું.

# જોગ–વાણી.

## ગીનાન ૧ લું

આદ થકી એક સુન નીપાયા, તારે સુનમાંથી શબદ નીપાયા–જુગેસર,
જોગના મરમ કોઈ ન જાણે, જોગકા મરમ જુગેસર જાણે–જોગકા. (૧)
મુંદ્રા પેહેરી ને મન વશ નાહી, નરગે જાશો નીરવાણ–જુગેસર. (૨)
નાથ અનાથ અમે પીર ઇમામ શાહા, અમે અલખ પુરશ
ધરના ચેલા–જુગેસર. (૩)
ભભુત ચોલે ને પાય પડાવે, પણ સીધના શબ્દ ન જાણે–જુગેસર. (૪)
સંગી વગાડે ને કાન ફડાવે, પણ ભીરમના અખર ન જાણે–જુગેસર. (૫)
જટા વધારે ને જોગના સાધે. પણ મુગતના મરમ ન જાણે–જુગેસર. (૬)
જંબુ દીપ માંહે સામી તખ્ત રચાયા, તે શેસટના સીરજણહાર–જુગેસર. (૭)
અડસઠ તીરથ તે પરબત ને નીર. તીયાં નહી નીવેડા થાય–જુગેસર. (૮)
એમ ભણે ઇંદ્ર ઇમામ શાહા, તમે સુણો મારા જોગી, ગુર મલે
તો સેસાં ટલે–જુગેસર. (૯)

## ગીનાન ૨ જું.

ગુર પરમાણી તમે જાણો, તમે સંતોખે સુધા થાઓજી,
સતગુરની વાચા ને કરણીએ સાચા, એ સેવાએ મુગત પાઓ;
જુગેસર શેસટ ગુર બીના. મુગતી નવ હોએજી. (૧)
મનને મારો ને બીખયામે વારો, તો જાસો સરગ મીંજારજી,
જીયાં ધરમ પરકાશીને ધરજો થાપીઆ, તીયાં કીધા જીવોના ઓધાર–જુગેસર. (૨)
એક અભધુત એક જોતસું ખેલીયા, ને કીધા નીવેડા જોગના સારજી,
આસમાન સરજીને ચંદર નીપાયા, અને સરજેઆ તે વરણ અઢાર–જુગેસર. (૩)
પવન પરકાસીને પાતાલ બાંધીયા, અને ત્રન મુરત એક કીરતારજી,
ત્રન મુરત ચોથા તતવને જાણો, એ નર નારાયણ ધર
આવીઆ સંસાર–જુગેસર. (૪)

કરમ પરખી તમે પાવલ પીઓ, જેણે થાય ઈકોતેરના નીસતારજી,
એવા સતપંથ તમને પાયા, નરકે જાતાને વારે સાર-જુગેસર. (૫)
ઈકોતેર પુરીઆ તમારા આગલ થાશે, એવા ભીરમ ગીનાન
સુણો સારજી,
કીધા કરમ પરલે થાશે, અને ટલે મહાદન માર-જુગેસર. (૬)
મુનીવરને કાજે અમરાપુરી સરજીયા, જે કરણી કમાવશે સારજી,
આગે ગોરખ નાથ મછંદર ભણીએ, તેણે નથી તજીયા સંસાર-જુગેસર. (૭)
તેઓના ઓધાર અમ ઘેરથી થયા, એવું જાણીને જોગ ઉતારોજી,
સીધ પુરસની સેવા જો કીજે, જીવનો કસણીએ થાય નીસતાર-જુગેસર. (૮)
ભભુત ચોલી ને હાથ માંહે જોલી, પણ ભીતરના ભેદ ન જાણોજી,
અણે ગુર ઈમામ શાહા તમે સુણો જુગેસર, તમે દસમા
અવતારને પરમાણો-જુગેસર. (૯)
નવે અવતારે કાંઈ અરથ ન થાએ. જો સતપંથ ધીઆવો વીચારીજી,
આજ દસમે અવતાર કેરે જીવને સંધે, તમે સેવા કરો નર ને નારી-જુગેસર. (૧૦)

---

## ગીનાન ૩ જું.

---

સતપંથ સાચા ને ગુરજીની વાચા, અને ધરમ કરમથી
રહેઆ નીઆરાજી,
કોણ નાથે તમને જોગ દેખાડીઆ. તે નાથ જાશે નરક મીંઝર;
જુગેસર શેસર ગુર વીના મુગત ન હોય. (૧)
આસણ બાંધો ને જોગ સાધો. પણ સંસારમાં ચાલો સુધાવાજી.
નવ નાથ ને ચોરાસી સીધ, તે સેવા અમારીએ આવેઆ-જુગેસર. (૨)
જોગ ના લેખે ને અસત ના મેલે, પ્રાણ જાતા ન લાગે વારજી,
વસનવ વાણી ગુર મુખે જાણી, તો સરગે જાસો નીરધાર-જુગેસર. (૩)
શુકરીત સાચી ને નર નારી રાચી, અંગ ઉઘાડા કોઈ નાં સાંખોજી,
આદ પુરૂસને જાણો દીલમાં આણો, હીરા રતનને હાથે રાખો-જુગેસર. (૪)
વીખીઆને વારો ને ગીનાન સંભારો, એણી પેરે સરગજ માલોજી,
જંબુદીપે ગુરજી તારવાને આવીયા, તે નાથ અનાથ તમે ઝાલો-જુગેસર. (૫)
અકલ જાણો ને જોતને પીછાણો, જેણે કીધા જોગના વીચારજી,
ચારે વેદથી અમ રહીઆ નીઆરા, તે એમને સેવે સુધ
થાય સંસાર-જુગેસર. (૬)

ચારે વેદની વાત સંસારને હાથે, પાચમા વેદના ભેદ ન પાયાજી,
પાચમા વેદના ગુર જાં સુધી નથી મલીયા, તાં સુધી ફેરા ખાયા-જુગેસર. (૭)
માંગીજ ખાએ તેને મુગત ન થાયે, પર ધાન લઇને પસતાસોજી,
લુણ પાણીના લેખા સામીજી લેસે, તારે કેમ કરી ઉતર ત્યાં દશો-જુગેસર. (૮)
આજ કલ વારે ખોયા જમવારા, જોત વીના જોગી શું થાએજી?
એમ ભણે ઇમામશાહા તમે સુણો જુગેસર, કલમાંહે રૂપ
નકલંકી આયા-જુગેસર. (૯)

## ગીનાન ૪ થું.

આદ ઉણાદ જો સતગુર સરજેઆ, ત્રન મુરત તારે સીરજીજી,
ત્રન મુરત એક જોતનું એલે, તેને આદ ઉણાદ લેજો જોઇ;
જુગેસર જોગના મરમ કોઇ ન જાણેજી. (૧)
સતપંથ મધે સતગુર આયા, સત ને સંતોખ બેઉ લાવેઆજી,
ધરમ પરકાસીને પાપ પરજાલેઆ, તો શેસટના ગુર કહેવાયા-જુગેસર. (૨)
કાંકણ બંધાવીને પાવલ પીધા, તે ચારે ખાણથી છુટાજી,
દુનીઆ લોક દુનીઆનું લાગા, તે સતપંથ માંહેથી રૂઠા-જુગેસર. (૩)
રખીસર તે જે રતનને પીછાણે, ને કાચની વોરતને તજેજી,
સતપંથ મધે ધીઆન ધરીને, અલખ પુરશને ભજે-જુગેસર. (૪)
વીશાનવને ઓલખીને પાત્રને પુજે, તો દુનીઆની તજે આસાજી,
આદ પુરશનું ધીઆનજ રાખે, તેને હોય અમરાપુરી વાસા-જુગેસર. (૫)
આદ પુરશ સતપંથમાં આવેઆ, એ જોગી સો રખીસરે પાયા,
ભણે ગુર ઇમામશાહા અમ વર આદ છ જોગી, ભેટે અમર
થાયે કાયા-જુગેસર. (૬)

## ગીનાન ૫ મું.

ધામસ રૂપ નીરીંજન ભણીએ, તો ત્રન મુરત એક માનજી,
ગગન માંહે ઇંદ્રાસણ ભણીએ, અને એ આસણે ધરીઆ ધીઆન-જુગેસર. (૧)
ધીઆન ધરી મએસર રહેઆ, જેણે પીંઢ બરમંઢણ કીધા સારજી,
સુંઢ સુંઢાએ મુગત ન પાઈએ, તે નરગે પડશે નર નારી-જુગેસર. (૨)

સતપંથ ન સુજે મરમ ન બુજે, આશા ત્રસણા ન મુકજી,
છંદ માંહે અઢાર આલમ સીરજેઆ, છંદ બાજ ન હુઆ કોઈ-જુગેસર. (૩)
તેરે કાડે નર આપજ હોતા, અને અલખ પુરશ રૂપ હોતાજી,
તે કાડાની જો તમે ખબર ન પાઈ, તો પડસો ચારે ખાણુ રોતા-જુગેસર. (૪)
આવાગમણ આસા ને અરથ ન પાયા, પીરાણ જાતાં ન
લાગે વારજી,
પીરાણનો અરથ એમ ન સીજે, સતપંથનું મુલ ન જાણીઉં સાર-જુગેસર. (૫)
મુલ નહીં જાણો પરતમા પરમાણો, પથરમાં કીયાંથી પાઓ મેલાજી;
જેણુ તમને જોગ દેખાડેઆ, પણ તે છે અમારા ચેલા-જુગેસર. (૬)
ચરણ પખાલીને આગલ ચાલે, પણ તમને ધરમ અમે
આલેઆ સારજી,
પીર ન પીછાણે ને આપ મતી જાણે, તે પડશે ગોર અંધાર-જુગેસર. (૭)
ધંધુલ વેસ ને આપો ઉપદેસ. પણ આસા ત્રસણા ન મુકજી,
મમતા ન મુકે ને જુગ ધીઆનજ ચુકે. તે પડશે નરગમાં રોઈ-જુગેસર. (૮)
જોગી નવ નાથ ને ચોરાસી સીધ સમાવેઆ, પણ સતપંથે
તરલું તતકાલજી,
પીર પેકાંબર તમે પરતક પુજો, જેથી ટલે જીવને જંજાલ-જુગેસર. (૯)
કરતવ ખોટા ને થાઓ છો મોટા. પણ મોટાઈએ મરમ ન પાયજી,
માંગી ખાવું ને વઈકુંઠે જાવું. એમ દો દો બાતાં ન થાએ-જુગેસર. (૧૦)
કાચી છે કાયા ને ખોટી છે માયા. તેને જાતાં ન લાગે વારજી.
શબ્દ છે સાચા ને પીંડ છે કાચા. કોણુ કરતવે ઉતરો પાર-જુગેસર. (૧૧)
સતપંથ ધીઆએ પાપ નીવારણુ થાએ. પણ જપો સાસ
ઉસાસે જોગીજી,
ઇમામની ભગતી ને જીવોની મુગતી, જરણુ મરણના ભય
ગયા ભાંગી-જુગેસર. (૧૨)
ત્રન મુરત આદ જુગમાં આવેઆ, તેને એક કરીને જાણોજી,
એમ ભણે ઇમામશા હો તમે ભારથ ભુલા. પણ જપતપ જોગ
તમે આણો-જુગેસર. (૧૩)

## ગીનાન ૬ ઠું.

આદ ન હોતા અનાદ ન હોતા, ન હોતા અખરા અતીતજી,
શબદાતીત તારે જોગમાં રેતા, પછે કરેઆ અહુંકાર;

જુગેસર જોગની રીતો અનેરીજી............(૧)
તેજ ન હોતા પંજર ન હોતાં, તારે હોતા તેજ બંબ સરૂપી
તે મધે ધીઆન ધરીને, તારે બંબમાં રહેઆ અરૂપી—જુગેસર. (૨)
સામી તેજ નાં હોતા તારે કીઆ થકી સરજેઆ, તે પંજર વીના
કેમ નીપાઈજી,
જુગત વીના જોગ કેમ સરજેઆ. તો જોત વીના કેમ સરજાઈ—જુગેસર. (૩)
ધામ મધે જોને ધીઆન ધરીને, તો નીરીંજન મધે નીરાકારજી,
બંબ રૂપ બંબ જો હોતા, પછે કીધો અહુંકાર—જુગેસર. (૪)
અહુંકાર મધે જોને આસા જે ઉપની, અતીત આદ
સરવે સરજેઆજી,
પીંઢ મધે જોને ધીઆન ધરીને. તો ભેદ વેદ સરવે સરજીયા—જુગેસર. (૫)
શબ્દ સુણી જોગી પાયે લાગા, આપી દસોંદ ને ગુર પરમાણીયાજી,
ધામ નીજ ધામ તણા ગુણ ગરહીને. ભરમા ઇમામશાહા પીછાણીયા—જુગેસર. (૬)

---

# ગીનાન ૭ મું.

---

પીરાણુ સરજીને સામી એંઢ નીપાયા, પરાણુ તણી એ છે કાયાજી,
કાયા મધે કરમજો મેલેઆ, તો રખીયા માંહે સમાયા... ... ...
જુગેસર એવા તો જોગ જુગેસર કમાયાજી............(૧)
જુગેસર તે જે કોઈ જીવને ઓધારે. તે જરણાં મરણનાં સંસા ટાલેજી,
વઈકુંઠની વાટમાં ઉભા રહીને. નરગે જાતાં જીવને વારે—જુગેસર. (૨)
ધીઆન ધરી ધરી ધંધુકારથી દેખો, ને જરણ મરણ રાખે લેખોજી,
નીગમ જાણીને અગમ પીછાણો, તો સોલ કલા માંહે સરવે દેખો—જુગેસર. (૩)
આસણ રાખી જે કોઈ અસતલ પુજાવે, એણી જુગતે જીવો
તારણ સોહીજી,
ભણે ગુર ઇમામશાહા તે જુગેસર ખરા, તેને હાજર મીજલસમાં
લેજો જોઈ—જુગેસર (૪)



# ગીનાન ૮ મું.

સુન મધે જોને બંબાજ હોતા, ને તેજ માહે બંબ ઉપાયાજી,
જોગ મધે એક ઈંઢ ઉપાયા, ઈંઢ માંએ બાંધી કાયા... ... ...
જુગેસર જોગની જુગતી અનેરીજી............(૧)
ઈંઢ છેદીને હેત ઉપાયા, તે હેતથી કીધા વીસતારજી,
ઈંઢ મધેથી આકાર ઉપના, તારે મુરત સીરજી ચાર-જુગેસર. (૨)
હેત ધરીને દેવે જુગત ઉપાઈ, ને તેજ થકી સરવે કમાઇજી,
સત સંતોસ ત્રન દેવ જો રહેઆ, અહુંકાર શબદે શેસટ નીપાઇ-જુગેસર. (૩)
આદ ઉણાદે અહુંકાર ભણીએ, તીયાં ભીરમા વીશનું
મએસર ગણીએજી,
સકતીથી સરવે શેસટ નીપાઇ, એક એકનો રહેઆ સાથી-જુગેસર. (૪)
સુન માંહેથી શબ્દ ઉપના, ને શબ્દથી સરવે ઉપાયાજી,
ભણે ગુર ઇમામશાહા શબ્દથી સતગુર સરજયા, તે તો
તેજ માંહે તેજ સમાયા-જુગેસર. (૫)

# ગીનાન ૯ મું.

હેત ધરી ધરી ફીણ જો કીયા, ફીણથી ઈંઢ નીપાયાજી,
ઈંઢ મયેથી સરવે રચના કીધી, તારે સરજેઆ પીંઢ ને કાયા... ... ...
જુગેસર જોગી તે ધીઆનમાં તરીઆજી............(૧)
આદ નીરીંજને ઈછા જો કીધી, પરથમ જોગના મુલ નીપાયાજી,
તે જોગ મધે જુગેસર રહીને, તે પીંઢ સાથે મેલી છે માયા-જુગેસર. (૨)
કાયા ને માયા બે જુગલ સરજેઆ, તેજ મધે જોગ સમાયાજી,
જોગ માંહેથી જુગતજ સીરજી, તેમાં ત્રન તતવ રહેઆ લોપાઈ-જુગેસર. (૩)
ત્રન તતવ માંહેથી ત્રન ગુણ જો સરજેઆ, તો જોગી એ તેજ
માંહે મેલેઆજી,
સાદ મધેથી શબ્દ જો થયા, શબ્દેથી તેજ સરવે ખેલેઆ-જુગેસર. (૪)
ત્રન ગુણથી એક નારી જો સીરજી, તે નારીથી સરવે ગુણ હુઆજી,
ત્રન ગુણથી તે અલગા રહેઆ, તે કીઆ આદ નીરીંજન જુઆ-જુગેસર. (૫)

નાથ અનાથ જોને એણી પેર કાહાવેઆ, તે બેહુ તેજનાં મેલાજી,
ભણે પીર ઈમામશાહા એ આસણ જોયા, એ નાથ અનાથ
ઘરના ચેલા–જુગેસર. (૬)

# ગીનાન ૧૦ મું.

અહુંકાર મધે ધીઆન ધરીને, ધંધુકાર રચાયાજી,
ધીઆનમાંથી જોગ જે સરજેઆ, જોગમાંથી નીપની કાયા;
જુગેસર જોગની જુગતી અનેરીજી............(૧)
આદ જુગેસર જોગી ઉપના, અને જોગીથી ઉપની માયાજી,
આદથી ઉપના તે અંતે સમાયા, તે ધરસે નુરાની કાયા–જુગેસર. (૨)
ત્રન સુરત આદ જોગમાં સરજી, તીયાં સકતીએ સરજી માયાજી,
તીયાં જોગી હતા તે ધીઆનમાં રહેઆ, તીયાં જોગીએ
જોગ કમાયા–જુગેસર. (૩)
ધીઆન મધે સરવે માયા જે સરજી, અને માયા માંહે
જોગ સમાયાજી,
કાયા ને માયા બેહુ જુગલ જે સરજીયા, તારે જુગલમાં જોગ નીપાયા–જુગેસર. (૪)
પરથમ જોગી ધીઆનમાં બેઠા, અને નીરીંજન રહીયા એકીલાજી,
ભણે ઈંદ્ર ઈમામશાહા જોગ કમાયા, તે આદ નીરીંજનના ચેલા–જુગેસર. (૫)

# ગીનાન ૧૧ મું.

આદ ઉણાદે અહુંકાર ઉપના, તીયારે શબદમાં સરવે સમાયાજી,
આદથી ઉપના તે અંતે સમાયા, તેજ મધે બાંધી કાયા;
જુગેસર જોગના મારગ ન જાણે કોઈજી............(૧)
જોગી તેજે જુગત જાણે, શબ્દ તણા લાવે ગીનાનજી,
ગીનાન સાધે ને મંઢલ પરકાશે, તો સુરતા મધે રાખે ધીયાન–જુગેસર. (૨)
સીધને જાણી શબ્દને ઓલખે, ને જોગની કીરીઆ સાધેજી,
અગની પરકાસે ને વાણી પરજાલે, ને ગગન પાતાલ સુરતા બાંધે–જુગેસર. (૩)
તાલ તામસ બેહુ જોડે પરકાસે, સીધ તણી કીરીઆ જાણેજી,
બરમા ઈંદ્ર ઈમામશાહે ઉપદેશ કીધા, તે જોગીએ જુગત પરમાણી–જુગેસર. (૪)

# ગીનાન ૧૨ મું.

આદ ઉણાદે નર હોતા એકીલા, શબ્દ થકી કરતા મેલાજી,
ધીઆન મધે જારે ધંધુલ પરકાસીએ, તે અનાદ પુરૂશથી ખેલા;
જુગેસર જુગત વીના જોગ ન હોએજી.........(૧)
ધંધુકારમાં ધીઆન ધરીને, તેજ મધે હેત ઉપાયાજી,
ખોગલ ભોગલ જે હોતા જોગી, તારે હેતસું તેજ બંધાયા-જુગેસર. (૨)
ત્રન પરકાશ ત્રન સુરત સરજી, દસે કલા દેવે વરતીજી,
દસ કલામાં દસ આસણ સરજેઆ, તે દસે મુકામ લીધા સુરતી-જુગેસર. (૩)
નાથ અનાથ ઇ જોગી જો સરજેઆ, તે જોગી પરસાદે
તાંહા બોલેઆજી,
પીંડ બરમંડ જેણે સુરતીમાં લીધા, સરવે પીંડમાંથી સરજેઆ-જુગેસર. (૪)
સતગુર ભીરમાને ઓલખીને ધીઆવો, જેણે પીંડ
બરમંડ સરજેઆજી,
ભણે પીર ઈમામશાહા સતપંથ સરજેઆ, તે આદ ઉણાદે
પુરણ રહેઆ-જુગેસર. (૫)

# ગીનાન ૧૩ મું.

બંબ ન હોતા તારે અખર ન હોતા, તે બંબ માંહે
ભીરમા સમાયાજી,
આદેથી ઉપના તે અંતે સમાયા, તેણે બાંધી નુરાની કાયા;
જુગેસર જો ભેદ વીના મુગત ન હોએ. (૧)
જુગતને જાણો ને વેદ પરમાણો, તીસ મધેથી જોગ નીપાયાજી,
આસણ વરતીને જુગત જો વરતી, તારે જોગીએ જોગ ધીઆયા-જુગેસર. (૨)
બંબ રૂપ માંહે બંબ જો હોતા, તારે તીયાં હેતસું તેજ બંધાયાજી,
નીરીંજન નારાયણે ધીયાન ધરીને, હેતથી એંડ નીપાયા-જુગેસર. (૩)
બંબ વીસતારીને બંબ નીપાયા, તે બંબ માંએ તેજ સમાયાજી,
આદ જુગેસર ધીયાન ધરીને, તારે હેતે એંડ નીપાયા-જુગેસર (૪)
સુનકાર મધે ધીઆનજ ધરીને, ધરમ કરમ બેહુ નીપાયાજી,
ગુર ઈમામશાહ કહે અમે આદ હું જોગી, સામીના તેજ
માંહે સમાયા-જુગેસર. (૫)

# ગીનાન ૧૪ મું.

આદ જોગી તેનું ધીયાન મોટું, ચેલા તણી એ સરવે માયાજી,
કરમ થકી જોગીની કાયા ઉપની, તો પીંડ માંહે જોગ સમાયા...
જુગેસર જોગના આસણ દોહેલાજી............(૧)
શબ્દ થકી જોને સઉ નીપાયા, તો વસત રહી નીઆરીજી,
સકતીએ તેની સેવા જો કીધી, તેતો ત્રન દેવ રહીઆ ધરી-જુગેસર. (૨)
એણી પેરે નાથ જોગી જો ઉપના, અનાથ સેવાએ આવીયાજી,
નાથ અનાથ બેઉ જુગલ જો સંગમ, તો શેશટ સંજોગ
બેઉ લાવીયા-જુગેસર. (૩)
હેત થકી જોને શબ્દ ઉપના, તેજ મધે સરવે સમાયાજી,
ત્રન સુરતે તેની જુગત જો જાણી, તો નાથ અનાથ જોગીએ પાયા-જુગેસર. (૪)
પરથમ હોતા તે અંતે ઉપના, તે આદ અંતે એ જોગ કમાયાજી,
એંદ્ર ઇમામશાહે સેવા દેખાડી, તો અનાથ તણી સુધ પાઈ-જુગેસર. (૫)

# ગીનાન ૧૫ મું.

સુન મધે જારે સેવા જો જાગી, તારે શબ્દ થકી તેજ ઉપાયાજી,
તેજ મધે જોને શબ્દ સમાયા, તાંહા શબદથી તેજ ઉપાયા...
જુગેસર જોગના ભેદ અનેરાજી.... ... (૧)
જોત થકી જોને જોગી નીપાયા, જુગત થકી જોત નીપાયાજી,
તેજમાંથી ત્રન તતવ સરજેઆ, જોગમાંથી સરવે લાયા-જુગેસર. (૨)
તારે કસણીમાંથી સરવે કલા જાગી, તારે સુનચકર દેવે સાધેઆજી,
તેજ કલા માંહેથી જોગ પરકાસેઆ, તારે તન તતવના ભેદ
દેવે બાંધેઆ-જુગેસર. (૩)
અનત જુગ પેલા ગુરે કમાયા, અનત વીસનવ નીપાયાજી,
અનેક ભીરમા આગલ સરજેઆ, તો શીવને નારાયણ ઉપાયા-જુગેસર. (૪)
બરમંડ માંહે બરમ પરકાસીઉ, તો ભીરમના ભેદ અનેરાજી,
દીપક જોત તેમાં સમાએ, તીસ કારણ નાખેઆ ફેરા-જુગેસર. (૫)
જોગ માંહેથી જોગી ઉપના, તો જોગીથી સરવે નીપાયાજી,
આદ નીરીંજન જોગીના ચેલા, તે જોગીમાં અમે સમાયા-જુગેસર. (૬)

જોગ તતવના ભેદ વખાણું, તીયાં અનત જોગી કેરા મેલાજી,
ભણે ગુર ઈમામશાહા અમે. ભભુતમાં સરજેઆ, અમે આદ
જુગેસર એકીલા–જુગેસર. (૭)

# ગીનાન ૧૬ મું.

પરથમ હેતથી તેજ ઉપાયા. તેજ ને હેત જુગલ સંધાયાજી,
તેજથી હેતજ પાયા, તો બેઉમાં બેઉ સમાયા...
જુગેસર અનાથે નાથ જેને સરજીઆજી... ... (૧)
આદ નાથથી નાથ જુગેસર, તો વેદ થકી સુધ પાયાજી,
ભેદ માંહે વેદ માંહે અપરમપાર, એણી પેરે બેઉ સમાયા –જુગેસર. (૨)
આદ જુગેસર ઈંઢ નીપાયા, તો તે માંએ તેજ સમાયાજી,
એંઢ છેદીને ઉતપુત સરજી, તો નુરમાંએ નુર સમાયા–જુગેસર. (૩)
માયા પરકાસીને દેવ જો કાહાવેઆ, ત્રન ટોલ તારે સરજેઆજી,
શબદ કારણ વાચા જો દીધી, તો આદ અંતે બેઉ આવેઆ–જુગેસર. (૪)
નીરીંજન નામનું આસણ ભણીએ, તો સંતોસે સેસર નીપાયાજી,
ગુર ઇંદ્ર ઈમામશાહા સેવા દેખાડી, તો અનાથ તણી સુધ પાયા–જુગેસર. (૫)

# ગીનાન ૧૭ મું.

કરમ કરી કરી કંથાજો પહેરી, ફોકટ જુગમાં ખાસો ફેરાજી,
અગમ નગમની જુગત ન જાણી, જરણ મરણનાં બેઉ કીધા હેરા...
જુગેસર જોત જાણે સોહી નર જોગીજી.... ... (૧)
જારે સુન ન હોતા શબદ ન હોતા, નોતા પીંઢ બરમંઢ રચાયાજી,
જલ ન હોતા કમલ ન હોતા, નોતા મોહો ને માયા–જુગેસર. (૨)
ધરતી ન હોતી આસમાન ન હોતા, ન હોતા મેર કેવલાસજી,
તે દીવસે નર આપે આપ હોતા, અને જુગત મુગત કીધા પરકાસ–જુગેસર. (૩)
જુગત મુગત મધે મનછા ધરીને, અને ધરમ કરમ બેઉ કીધાજી,
કરમ ધરમ વચે કરમ બેઉ કરીને, ચારે ખાણ પેદા કીધા–જુગેસર. (૪)
ચાર ખાણમાંથી હેત ધરીને, અને ઉતપુત એંઢ પેદા કીધાજી,
એંઢ માંહે ઇચ્છા કરીને, અને નર નારાયણ બેઉ સીધા–જુગેસર. (૫)

સામી સત ધરીને સંસારજ કીધા, અને આપીયો
અજંપીઆ જાપજી,
તમને સતપંથ માંહે સરજેઆ, ઓલખાવેઆ નર નારાયણ આપ-જુગેસર. (૬)
જો સુધી નાથ અનાથ નથી મલેઆ, તાં લગી લખ ચોરાસી
ન ભાગેજી,
જોગી તેજે કોઈ જીવને આધારે, પણ કરમ ધરમ કાંઇ ન લાગે-જુગેસર. (૭)
છત્રીસં પંથ સરવે ન જાણે, અને અંધે અથડાયજી,
એ કરણ કલપ આગે વહી ગયા, તેમાં ઈશ્વરે મેલી માયા-જુગેસર. (૮)
એ નીરીંજનના તેજ માંહે, ત્રન સુરતે ઈચ્છા કીધી સારજી,
તે નરને પરસાદે સતગુર ભણીઆ, ત્રન સુરત એક કીરતાર-જુગેસર. (૯)
એવા ગુર મલે તો પાતક ટલે, અને ત્રીભોવનના તારણ આવેઆજી,
તેવા ગુર જોગી તમને નથી મલેઆ, પણ માયાના બાંધા
માંહે હરખાયા-જુગેસર. (૧૦)
ત્રન સુરત સીરજી સંસાર નીપાયા, સુધ બુધ તણા દાતારજી,
ગુર આદ પુરશથી આવેઆ, પણ એમને ભેટે થાએ પાર-જુગેસર. (૧૧)
આદ પુરશ અવતાર ધરીને, જુગ માંહે બેઠા હોએજી,
ભણે ગુર ઈમામશાહા એ જોતને પીછાણો, તો સાચા જુગેસર સોઈ-જુગેસર. (૧૨)

## ગીનાન ૧૮ મું.

પરથમ જોગ કેરા મુલ વખાણું, તેમાં પાંચ તતવના છે પીંડજી,
પીંડ નીરમલ કરી રાખો સંભાલી, સતપંથની રીત અખંડ...
જુગેસર જુગત જાણે સો નર જોગીજી.... ... (૧)
અગમ જોગી ધંધુકાર જો હોતા, નોતા મોહો માયા સોઈ,
પાંચ તતવના પીંડ નીપાયા, તે અલખ વીના ન દુજા કોઈ-જુગેસર. (૨)
આસણ વાણી તે ગુર મુખે જાણી, સુધ પરમાણો શાહા આયાજી,
એમ ભણે ગુર ઇમામશાહા તમે સુણો જુગેસર, સત સંતોખ
બેઉ કીલાયા-જુગેસર. (૩)
આવા વેદ વીચારીને ગુર નરને સેવો, સત્ત કરીને તમે સોજોજી,
સતપંથ માંહે સુધા રહીને, આપણા પીંડને ખોજે-જુગેસર. (૪)

આજના ભુલા પરલે જાશો, તમે સતપંથ આદ પરમાણોજી,
ભણે ગુર ઇમામશાહા સુણો જુગેસર, તમે પીંઢ બરમંડ પીછાણો–જુગેસર. (૫)

## ગીનાન ૧૯ મું.

ધંધુકારમાં ધીઆન ધરીને, દસ કળા દેવે કીધીજી.
પીંઢ મધે જેણે આસણ સરજેઆ, તારે ગીનંત વસ ચીંતા દીધી...
જુગેસર જોગ જુગતનાં વીચાર દોહેલાજી.... ... (૧)
કરમ દરદ બેઉ જુગલ બંધાયા, તો જોગ જુગત બેઉ સરજેઆ,
એમ આદ અનાદ અતીત એકીલા, એમ જોગના આસણ વરેઆ–જુગેસર. (૨)
સંતોશ મધે જારે સતજ સરજેઆ, તો અંત તણા રેતા વેવાર,
દયા ઉપાસનાને ધરમ સરજેઆ, તો કરમ તણા તો વેવાર–જુગેસર. (૩)
ભરમાપણું જોયું ભરમ કલા દીઠી, તારે જોગીએ જુગતજ જાણીજી,
પાત્ર ભીરમા ઇમામશાહા જુગત જાણી, ચરણ લાગી અબધુત
બોલેઆ વાણી–જુગેસર. (૪)

## ગીનાન ૨૦ મું.

જોગ તતવ કેરા ભેદ વખાણુ, તો સાંભલો જુગેસર સોઈજી,
આદ ઉણાદ જોગી નર હોતા, તેને જાણે વીરલા કોઇ...
જુગેસર જોગના ભેદ દોહેલાજી.... ... (૧)
આપ સંભાલીને સેવા જો કીજે, તો આસણ ધરણ નીવેડાજી,
જોગ તણા જોને નીવેડા હોતા, તેણે કીધા જોગના કેડા–જુગેસર. (૨)
જોગી તે જે જુગતને જાણે, અનત પરકારે જોગને સંભાલેજી,
કાયા માયા જે દુનીઆમાં બાલે, તો કીરીયામાં જોગને સંભાલે–જુગેસર. (૩)
જોગી તેજે જુગત જાણે, જોગ મંત્રને બાંધેજી,
ગુર ઈમામશાહા વાણી બોલેઆ, વેદ મન્ત્રે જોગ સાધે–જુગેસર. (૪)



# ગીનાન ૨૧ મું.

ઇચ્છા કરી જારે આસણે બેઠા, તારે મરઅસલ ધીયાન ધરાયુંજી,
વચન સાચા ને પોતાની વાચા, તારે આપો આપ નીપાયું...
જુગેસર ત્રન તતવના ભેદ કોઇ ન જાણેજી.... ... (૧)
જુગત આહારી ને રહેઆ વીચારી, અનાદ જોત પરકાશ કીધાજી,
તતવ મંત્ર એવા ભેદ કરીને, તે શબદે સરવે ભેદ લીધા–જુગેસર. (૨)
ઇચ્છા કરીને છત પરકાશી, કલા ધરીને ધીયાન ધરાયુંજી,
તેજમાંથી ત્રને મુરત સરજી, તેને મુસતકે નુર જડાયું–જુગેસર. (૩)
તે તનમાંથી ત્રન મુરત સરજી, દેવ ત્રન કલા તીયાં કીધીજી,
ઈંદ ઈમામશાહે સુધ દેખાડી, તારે જોગીએ વાણી ગીરહી લીધી–જુગેસર. (૪)

# ગીનાન ૨૨ મું.

અનત આરંભ સામીએ એંઠ માંહે કીધા, તો અનત લીલા
તીયાં કીધીજી,
એંઠકાર શબદ એંઠજ છેદઆ, વેવાર વાચા તીયાં દીધી...
જુગેસર જોગ પરકાશી જુગત કીધીજી... ... (૧)
ધીઆન ધરી સામીએ આરંભ કીઆ, ભાવ વીવેક
સાસ સરજેઆજી,
રત અનરતની જોત પરકાશી, તારે હેત કમલ થકી વરતેયા–જુગેસર. (૨)
શબદ ને સાદ બેઉ તરોવર આયા, તારે વીવેક તણા વીચારજી,
ત્રન મુરત એક જોતસું ખેલે, તેને જાણે તે જાણણહાર–જુગેસર. (૩)
ગગન પાતાલ દેવે સુનમાં સરજેઆ, તો ભેદ અભેદના નીવેડાજી,
સાચે ગુર બ્રહ્માએ સુન દેખાડેઆ, તારે જોગી નાથના નીવેડા–જુગેસર. (૪)

# ગીનાન ૨૩ મું.

સભ અંતે જેણે સત ઉપાયા, તો ખરી આખરત લોક હોતાજી,
તેતો સરવે આસણ રહેઆ, ખરા સંજોગ લહી પોતા...
જુગેસર જોગની જુગત અનેરીજી... ... (૧)
ધંધુલ સાધીને ધનજો વરતીઉં, તો તેજ માંહે પરકાશીજી,
આસણ અહાર લઇ ગયા જુગેસર, તો અતીત હુવા અપવાસી-જુગેસર. (૨)
સત સંતોખ પેલી ખમીઆને સાધે, તો જુગતની કીરીઆ વાધીજી,
ગુર ,ઇમામશાહે જોગીને સમજાયા, તારે જોગીએ ગુધ સાધી-જુગેસર. (૩)

# ગીનાન ૨૪ મું.

કવન જોત ગગનમાં ધરેઆ, કવન જોત પીંઢ વીસતારીજી,
કવન જોત ગુર માંહે રહેવે, ગીનાન જોત ખોજી કરે સારી...
કહેરે જોગી સુનોરે ગુરૂજી મુજે આદ ભેદકા કહો વીચારજી... ... (૧)
અબદુ ચંદ્ર જોત ગગન માંહે ધરેઆ, તો પવન જોત
પીંઢ વીસતારીજી,
જ્ઞાન જોગ ગુર માંહે રહેવે, ગુર મુખે જ્ઞાન ખોજી કહે સારી...
સુનરે જોગી સુનરે અબદુ તુજે આદ ભેદકા કહુ વીચારજી... ... (૨)
સામી કોણ તમારા ગુર ભણીએ, અને કોણ તમારા જ્ઞાનજી,
કોણ તમારા થાનક ભણીએ, કોણ તમારા ધીઆન-કહેરે જોગી. (૩)
અબદુ સત હમારા ગુર ભણીએ, ભીરમા અમારા ગીનાનજી,
ત્રીલોક અમારા થાનક ભણીએ, વીસનું અમારા ધીઆન-સુનરે જોગી. (૪)
સામી કોણ સરોવર બેઠા તંના, કોણ સરોવર બેઠા હંસાજી,
કોણ સરોવર જુલે મન, કોણ સરોવર લેહેંગ વાસા-કહેરે જોગી. (૫)
અબદુ સત સરોવર બેઠા તંના, મન સરોવર બેઠા હંસાજી,
ગીનાન સરોવર જુલે મના, સાહેબ સરોવર લેહેરા વાસા-સુનરે જોગી. (૬)
જોગી તે જે જુગ જણાયા, તો હરીઆ કીઆ સંસારજી,
પાણીકી બુંદમે ભરમંઢ નીપાયા, તે સામી સરજણહાર-સુનરે જોગી. (૭)

અનાથ બોલેઆ સુનરે અબદુ, તું અમારી જાતકી
કલંકી ભણીએજી,
નવ ખંડમાં પરગટ ખેલી, આદ ભેદકા મુલ ગણીએ-સુનરે જોગી. (૮)
બાલારે બોલા તમે સુણો મારા અબદુ, સતસું રચી
પરોથમી માયાજી,
જુગ છત્રીસમાં નકલંકી ભણીએ, તે સામી કલજુગ માંહે આયા-સુનરે જોગી. (૯)
અમે એસ જુગ માંહે આયા, ને થાએ અમર જીવ સારજી,
વાચા કારણ અંતજુગ આયા, તે નામ ધરાયા સંસાર-સુનરે જોગી. (૧૦)
ધીઆન ધરી ભરમા અખર બાંધેઆ, તો કરણી કમાવો ખરીજી,
સોહી જપી સનમુખ ખેલીએ, તો ઉપદેશ ના કીજે ફરી-સુનરે જોગી. (૧૧)
આરંભ બોરંભ સેહેજ સમાઈ, તો જીવને મરણા સોહેલા કહીએજી,
જે જે જનમ તેને મન નસીજલ રહીએ, સતગુર વચને મન
પરગટ લહીએ-સુનરે જોગી. (૧૨)
ધરતી ન હોતી આસમાન ન હોતા, ન હોતા પરભત ભારાજી,
નવસો નવાણું નદી દરીઆ ન હોતા, તબતો નેહ બતાયા સાર-સુનરે જોગી. (૧૩)
ગુર ઈમામશાહા પંથ લહીને, જંબુદીપમેં આયાજી,
એ પંથ સદાએ છે તરતો, સતપંથ વીના મુગત ન પાયા-સુનરે જોગી. (૧૪)

## ગીનાન ૨૫ મું.

( જોગીસોને ઠારે. )

લીલ વરણું ધંધુકારજ હોતા, તારે તેજ સમે હોતા નાથ,
જુગેસર તમે જોગની જુગતી ના જાણી જોગની.... ... (૧)
અહદ રૂપે નર નકલંકી ભણીએ, તારે ધીયાન નીરીંજન અનાથ-જુગેસર. (૨)
એ ત્રને મુરત તતવ જાણો, ચોથી આદ સકતી પરમાણ-જુગેસર. (૩)
કેહેક પુરી માંહે તમે દરસન દેખો, જેથી થાય પાપ નીવારણ-જુગેસર. (૪)
આવા ગુરનર તમને સતપંથ આપીયા, સેવા કરતાં મુગતી મલસે-જુગેસર. (૫)
ભીતર ખોજે તે નરને બુજે, આવા ગમણના ફેરા ટલશે-જુગેસર. (૬)
ધરતી પાતાલ સેહેજે સરગાપુરી, નર કલા ધરી કલમાંએ આયા-જુગેસર. (૭)
નાથ અનાથ નથી મલેઆ, તાં લગી ફેરા તમે ખાયા-જુગેસર. (૮)

વીરચા શેહેરમાં અલખ ધણી રહે છે, તે છત્રીસ પંથ સરવે જાણે-જુગેસર. (૯)
મુકો બાજી તમે મન કરો કાઝી, તેના કોણ કરતપ પરમાણો-જુગેસર. (૧૦)
ત્રને સુરત તમે એક કરી જાણો, તે આદ જુગમાંહે આયા-જુગેસર. (૧૧)
એમ ભણે ઈમામશાહા તમે સુણો જુગેસર, તેને સીરવંતા
મુગતી પાયા-જુગેસર. (૧૨)

## ગીનાન ૨૬ મું.

( રાગ-ગોવરધંદનો )

બોલે રવલાની સાંભલ અબદુ, તો આસણ એહી વીચારો-હોરે વીચારો. (૧)
સબ જુગ ચલત્ર ધંધુકારજ હોતા, કાંહાસો વાસો તમારો-હોરે તમારો. (૨)
ધન હો જોગી ધન રવલાની, સંસારમું જનમ અમે પાવે-હોરે પાવે. (૩)
ખપર જોલી મેરે અંગ સોહાવે, ભીખીઆ ભાવસું ભાવે-હોરે ભાવે. (૪)
સત સંતોખે સેજ જોગી, તો એ મન ગીનાન વીચારો-હોરે વીચારો. (૫)
સબ જુગ ચલત્ર ધંધુકારજ હોતા, ગુર ગીનાન ધરમે રહો-હોરે રહો. (૬)
ઈશ્વર જોગી ભીરમા તપેસરી, અવર નહી કોઇ જોગી-હોરે જોગી. (૭)
અવર જોગી સરવે ભેખ કરતા, તે સરવે ભેખના ભોગી-હોરે ભોગી. (૮)
વેદ ભણતા ભીરમા તપેસરી, તો ઇશ્વર ભીરમા એ જોગી-હોરે જોગી. (૯)
આવા ગમણ મેરા પંથ દોહેલા, તે કારણ હું ભી જોગી-હોરે જોગી. (૧૦)
બાહેર ભીતર દશ દીસા જોતા, તો કાલ રહેઆ ચોપાસા-હોરે ચોપાસા. (૧૧)
પાંચ ચોર મીલી લુંટે ભંડારા, તો તું કાંહા હોવે ઉદાસા-હોરે ઉદાસા. (૧૨)
પાંચ ચોર લહી ભીતર બાંધેઆ, ચેતન રખા રખવાલા-હોરે રખવાલા. (૧૩)
ભંડારા મેરા ભરીપુરી લીના, તો આપે ખેલે ઉદાસા-હોરે ઉદાસા. (૧૪)
મનહો જોગી મન સો રવલાની, પવન રહેઆ ઉપલાની-હોરે ઉપલાની. (૧૫)
બોલેઆ ગુર સયદખાન અમે ગુર નેચલ પાયા, એમ બોલેઆ
અંભરત વાણી-હોરે વાણી. (૧૬)

## ગીનાન ૨૭ મું.

એજી પંથી પંથી હો મેરા શાહા સબ જુગ પંથીજી,
આશા હમથી પંથ પંથીઅડાજી. (૧)

લોહા પાણીજી મેરા શાહા પથર પાણીજી,
આ શાહા પાણી તે ત્રાંબા સારજી. (૨)
લખ ચોરાસી પાણી હો મેરા શાહા જીવા જોડ પાણીજી,
આ શાહા પાણી તે ભાર અઢારજી. (૩)
એજી સપત પાતાર હો મેરા શાહ ગગન મંડણજી,
આ શાહા નવે ખંડે આશ તમારીજી. (૪)
એજી જોગી સોઈ હો મેરા શાહા જુગા જુગ જોગીજી,
આ શાહા અવર સો મુંદ્રા ધારીજી. (૫)
એજી કાંઈ તમે જોગી હો ભાઈ તમે મુંઢ મુંઢાયાજી,
તમે મન ન મુંઢાયા મેરે ભાઈજી. (૬)
એજી મન ન મુંઢાયા હો જોગી જેસી ગાડર મુંઢીજી,
એ મન ન મુંઢાયા તે બેસતે કીઉંકર પોંચજી. (૭)
એજી તેરી કનકી મુંદ્રા હો જોગી જા પવનસું દુલેજી.
મેરે મનકી મુંદ્રા સારીજી. (૮)
એજી મન મેરી મુંદ્રા હો જેસી તન સરોવર કાયાજી.
એતો સતકી ભભુત ચડાવોજી. (૯)
એજી કાચી તેરી કાયા હો જોગી સો પવન આધારીજી,
જેસી નીર ભરી કાચી પારીજી. (૧૦)
એજી વીણસે પારી હો મેરા ભાઇ ઢલ ગયા નીરજી,
એ કાચી કાયા કામ ન આવેજી. (૧૧)
એજી જટા મુગટ હો ભાઇ મેરે હુરસું ન છુટેજી,
હુરસું ન છુટે તો કાયા પવન ન ડોલેજી. (૧૨)
નવે અવતારે હો મેરા શાહ નવ દાણવ છેદયાજી.
આજ દસમે કાલીંગાની વારીજી. (૧૩)
એજી કરો અસવારી હો મેરા શાહ અસુર સંધારોજી,
એતો કહે ગુર હરીચંદ્ર વાચા પારોજી. (૧૪)
એજી વાચા તમે પારો મેરા શાહ કોલ સંભારોજી,
તમે કોલ સંભારો મેરે સાંઇયાજી. (૧૫)
એજી આઓ મેરે મોમન હો સબ મીલી શાહકું સીરેવોજી,
આ દુનીઆ પાખંડ બાજીજી. (૧૬)
એજી અમરાપુરી માંહે જાઇ તમે પાસા ઢાલોજી,
તીયાં ખેલે મોમન સાચાજી. (૧૭)
એજી જ્ઞાન મહારસ હો ખુશ પીર શુકૃતે હશનશાહા,
મેરે સાહેબકા દર સાચાજી, મેરે અલીકા દર સાચાજી. (૧૮)

# ગીનાન ૨૮ મું.

( ઉપરના ગીનાનની વેલ )

જોગી સો જો જુગા જુગ જોગી, અવર સો મુંદ્રા ધારીરે જોગી–જોગી સો.
એજી કન કેરી મુંદ્રા જોગી દગમગ ડાલે, મનકી મુંદ્રા સારીરે જોગી–જોગી સો. (૧)
મન મેરી મુંદ્રા તન સરોવર કાયા, અંદર ભભુત લગાયારે જોગી–જોગી સો. (૨)
કાચી કાયા પવન આધારી, જેસી નીર ભરી પારીરે જોગી–જોગી સો. (૩)
પારીરે ભગસી સભ નીર ઢુલણા, એ પીંઢ કુછ કામ ન
કારારે જોગી–જોગી સો. (૪)
ચેતો ચેનો મુનીવર મેરે ભાઇ, આઈ હુએ પાપ ખટંત કેરી
વારીરે જોગી–જોગી સો. (૫)
હસતાં ખેલતા શાહા નગરમેં આયા, સો જોગી જેણે જુગ
મોયારે જોગી–જોગી સો. (૬)
ગીનાન માહારસ ભણે પીર હસન કબીરદીન, દશમે હુએ
અસવારીરે જોગી–જોગી સો. (૭)

# ગીનાન ૨૯ મું.

એ કુદરતે જે કોઈ જીવને આરાધે, જે કોઇ પીંઢ ભરમંડની
જાણે વાતોજી,
એ બોલતા સુરને બુજોરે ભાઈ, એ કરતવ તમારા પુછ તો...
જુગેસર પણ નીરીંજનને લાધો જોગને કાઢોજી.... ... (૧)
એક ધીયાને તમે આરાધો, પીંઢ ભરમંડની વાતો સુણોએજી,
ભભુત ચોલે નહી વઈકુંઠ જાએ, એણી પેરે નીવેડા ન થાય–જુગેસર. (૨)
જટા વધારે તેને જોગી ના જાણો, એ પ્રાણી વઇકુંઠ ન જાયજી,
માછલી રહે છે પાણી માંહે, ભેદ વીના ભટકી મરસો કીયાંએ–જુગેસર. (૩)
અમે જાણુ ભવોભવ ભુલા, દશોંદ દઈ કાયા કસાવોજી,
વરણ વરણ તીયાં કોઈ નથી, જે આજ કલવારે ભુલી મા જાવો–જુગેસર. (૪)
આજ કલ વારે ભુલી મ જાશો, દુનીઆ મકર બાજી સારીજી,
અવતાર બુજો સતપંથ સાજો, સુકરીત કરો નર ને નારી–જુગેસર. (૫)

પેટને ધંધે મ ભુલો ફંદે, તમે રાખો વીસવાસ અપારજી,
આસણ જોગીની જુગત ન જાણી, સીરેવો નીરજંન સીરજણહાર–જુગેસર. (૬)
ધરમ ધીઆવો તો પદવી પાવો, પર નીંદાથી રહેજો દુરજી,
સાદ નહી શબ્દ જો નહી, નહી સરગ પાતાલ ને સુર–જુગેસર. (૭)
પરતીતે પુરા ને ગુર મુખે સુરા, અને નીશ્ચે કરીને ધીયાયાજી,
દાએ સુરત આદ અંતે સમાયા, તે કલમાં વેઆપક થઇને આયા–જુગેસર. (૮)
તે નાથને બુજો ને સતપંથ સુધો, લેજો સતપંથ ધરમને ધીઆઇજી,
આજ દીન લગી દરસણ લેખે, અમે નઇહે દીઠે સુખ પાઇ–જુગેસર. (૯)
એમ પુછે જુગેસર તમે સુણો મારા સામી, તમે કીયાં
થકી ધરીઓ અવતારજી,
તમે કીએ દીને જોગની જુગત સીરજી હેતે નીપાયા સાર, ગુરૂજી
અમને એ ભેદ બતાવોજી–જુગેસર. (૧૦)
ઇચ્છા ભોજન અમને આપો, અમારા મનના મટે જંજાલજી,
જરણ મરણ એ કીઆં થકી કીધા, એ છે મહા પંપાલ
ગુરૂજી અમને–જુગેસર. (૧૧)
પીંડ ન હોતા ભીરમંડ ન હોતા, ન હોતા મેર કેવલાસ કોઇજી,
ભણે ગુર ઇમામશાહા અમે અસતલ પુજાવેઆ, અમે શીવ
પુરસની સેવા સોઇ–જુગેસર. (૧૨)

## ગીનાન ૩૦ મું.

પરથમ ધંધુકારજ હોતા, તારે કાયમજીએ તેજ ધરીઆ હોતાજી,
ભીરમાની સેવાએ મંડાણ માંડેઆ, જે દાડે માનખા દેહી ન હોતા...
જુગેસર નીરીંજન લાધે તો જોગને કાઢેજી. (૧)
જે દાડે નવી માનખા દેહી સીરજી, હોતા તેજ સરૂપી કાયાજી,
પેલા સત સરજીને ધરમ થાપેઆ, અને રચી પરથવીની માયા–જુગેસર. (૨)
પુરખ સરજી ને પાવલ કીધાં, અને મહા જીવણ મરણ સાંધીયાજી,
વેદ સરજી ને વરણ નીપાઇ, અને જોગના શબ્દ બાંધેઆ–જુગેસર. (૩)
પુરખ ઉતમથી આસણ સરજેઆ, અને કીધા ધરમ ને પાપજી,
અગમ અગોચરની પરતીત જાણી, અને પરાકરમથી પુરા આપ–જુગેસર. (૪)

સતગુર ભીરમાએ એહદ રૂપે એંઢ, નાભી કમલે રાખીયું સારજી,
એંઢ મધેથી ચઉદ ભમણ રચાયા, અને રચના રચી અપાર–જુગેસર. (૫)

ધન ધન જોગી દીદારજ માંગો, તમને ત્રન લોકના થાશે મેલાજી,
સદરદીન કબીરદીન બાપ દાદા હમારા, તે નાથ જાલંદ્રના ગુર પેલા–જુગેસર. (૬)

સતને લોણો ને કમાઇને જોડો, વીકરમથી વેગલા રેજો સારજી,
સીધ પુરૂશની સેવા કરજો, જે શેશાટના સરજણહાર–જુગેસર. (૭)

આજ લગી જોગી તમે જન્મ ગમાયા, એ જીવણથી મરણ
ભલા હોએજી,
જાં લગી તમે સીધ પુરૂશ ન જાણો, તાં લગી મીથયા સોઈ–જુગેસર. (૮)

આગે આઠ લાખ કરણ જો હોતા, તે દાડે ધીઆન ધરેઆજી,
આદથી આયા તે અંતે સમાયા, પણ ભેદ તે કોણે ન જાણેઆ–જુગેસર. (૯)

માયા ન મુઈ મમતા ન મુઈ, ન મુઈ ત્રીસના સારીજી,
એણી માયાએ મોટા મુનીજન ખાધા, એણે ખાધી તે
પરથવી સારી–જુગેસર (૧૦)

અરબી રૂપે ચઉદ ભવનના ભુપ, વેદ પરમાણે રૂપ ખોજોજી,
અથર વેદની જુગતી જાણી, એણી જુગતીએ જોગને સોજો–જુગેસર. (૧૧)

આદ પુરૂશ અગોચર આવેયા, સરજેઆ ધરતી આશમાન આપેજી,
વીસ વીસવા ધરમ ધરતીમાં મુકશે, તારે પાપના પરદા કાપે–જુગેસર. (૧૨)

ધરમ ને પાપ બેહુ સંજોગે સરજયા, તેમાં અદકું ઓછું ન લગારજી.
શેશાટ ગુર ભીરમા ગુર હસન શાહા કહીએ, તેના અમે પીર
ઈમામશાહા સાર–જુગેસર. (૧૩)

ઘર ધરના ધાન ને ન હોએ જ્ઞાન, પણ પડશે જમને
હાથ જીઆંથીજી,
એમ ભણે ગુર ઇમામશાહા તમે સુણો જુગેસર, પ્રાણીનો અરથ
સરસે ઇથાંથી–જુગેસર. (૧૪)



# ગીનાન ૩૧ મું.

અનત રૂપે સામીએ શબ્દ જો ભણીએ, ભણેઆ ભીરમ
ગીનાન દયાલજી,
આજ માહાદન અમલ અતી દુનીઆ માંહે કરશે, તો જોગી
જાસો રસાતાલ...
જુગેસર પણ અલખ વીના અરથ ન સીજેજી... ... (૧)
એકાંતે થઇ આપણા મનસું આરાધો, તો કાલ ન લુપે કોઈજી,
કાયા છે કુપો ને મન છે કસતુરી, મોહો મમતાને મારો સોઈ-જુગેસર. (૨)
આગે ધીઆન ધરીને મએસર રહેઆ, ચાંદો સુરજ નુરે નીપાયાજી,
એની રચનાના અંત ન પાયા, તે લઇ આસમાનમાં સમાયા-જુગેસર. (૩)
અસટ કુલ પરબત રચેઆ, રચી છે ખાણ ચારજી,
એક એંઠ માંએ સરવે જુગ કીધા, તેમાં સરજેઆ વરણ અઢાર-જુગેસર. (૪)
નાભી કમલથી કરૂણા જો કરી, અને કીધા તતવ વીસતારજી,
એંઠમાંથી તતવ જો કીધા, તેનું આસમાન સરજીઉં સાર-જુગેસર. (૫)
ત્રણ ગુણમાં રહીને રમત કીધી, એ વીરત પોતી ને રચી પરકાસીયાજી,
જાં લગી જોગી અપણા મન ન મુવા, તાં લગી ગીરભે
ગસાઈ જાશો-જુગેસર. (૬)
અંત કાલે અલગા સઉ થાશે, તાંહા કેનો જુગ ને ભંઢાર બુજેજી,
લીંગ પુજે તમને લાજ ન આવી, મએશર કરીને પાહાણ પુજે-જુગેસર. (૭)
આ પથર પુજે ને નીરીંજન ન બુજે, તે નરગે જાશે નર ને નારજી,
આછમણ અંગનુ પીએ તે પરછો પ્રાણી, પાવન કીયાંથી
થાશો સંસાર-જુગેસર. (૮)
આદ અનાદ ફરશે નવ ખંઢ, પણ નાથ અનાથ કીયાંથી મલશેજી,
સેવાએ આવીને ચઉ દીસ ભુલા, એથી જીવને સેંસો ન ટલશે-જુગેસર. (૯)
એ નીરીંજનમાંથી પાત્ર તેજ લીધું, તેની બાંધી વીશનવ કાયાજી,
કાયા બાંધીને રમત કીધી, અને શેશટ સરવે રચાયા-જુગેસર. (૧૦)
જોગી તે જે જીવતા મરે, આપ તરે ને અવરાને તારેજી,
જંબુદીપમાં તમને જાણી દેખાડયા, સંસારમાં ગુરનર બેહુ
આવી ઓધરે-જુગેસર. (૧૧)
અગની જાલીને ભભુત ચોલે, પણ ચાલ ચાલે છે ઉંધી ઉદાસેજી,

માયા નાદ ના ખોલે ને આવા જોગ ના મેલે, જનમો જનમ એણી
પેરે વહી જાશે–જુગેસર. (૧૨)
નદી કીનારે રૂખ એવી જોગની ભુખ, કોઈ દીન સમુલા
ઉખડી જાશેજી,
એક ઠામે જોગી આસણ રાખે, જેથી પ્રાણીનો અરથજ થાશે–જુગેસર. (૧૩)
એક ઠામે કરી દીલ દરીઆ રાખે, જેથી જોગની જુગતજ થાયજી,
એમ ભણે ઇમામશાહા તમે સુણો જુગેસર, આ ધરમ ચાલો
તો વઈકુંઠ પાએ–જુગેસર. (૧૪)

## ગીનાન ૩૨ મું.

કોણ ગુરૂ અમે તમને કહીએ, કોણ આસણ તમને ગણીએજી,
અમે કોણ વીદસ પાત્ર કહીએ, અમે કોણ શબદ ભણીએ...
ગુરૂજી અમને આસણ ભીરમા બતાવોજી... ... (૧)
અમે કોણસો નગરી માંહે આસણ કહીએ, કોણ ધામની
કરીએ સેવાજી,
દુનીઆને ગરૂએ અમે જોગ દેખાડ્યા, દેખા દેખી ભભુત
ચોલી તેવા–ગુરૂજી. (૨)
અમે માંગી ખાવાને ભેખજ પેહેરી, અમ કાયાને કાજે
કંથા પેહેરીજી,
અમે દુનીયામાં દોડી ને દામ જોડી, પાપના પરદા કીધા સમેરી–ગુરૂજી. (૩)
અમે પીરેમ પરકાસીને પથર પુજ્યા, અમે હેતે આની
સેવા કીધાજી,
મન થીર નહી ને અડસઠ તીરથ ફર્યા, અમે મુલ ગમાવીને દીધા–ગુરૂજી. (૪)
પંજભુ આતમાને મોકલા મેલ્યા, અમે જીભ સવાદે જોગ લીધાજી,
સતપંથ પુછો તે અમે શું જાણીએ, અમે શેશટના ગુર નથી કીધા–ગુરૂજી. (૫)
એ ભીરમાના ભેદ અમે શું જાણીએ, ગુર અમને ઠેકાણું બતાવોજી,
ઠરી કરીને તાંહા જઈ ઠરીએ, ચરપટ રાજા મનછા નગરી કાહાવે–ગુરૂજી. (૬)
અમો, કવણ આસણ ધીયાન ધરીજે, અને કવણ પુજા કરીએજી,
અમે કવણ દીસાએ બેસી જાપ આચરીએ, જોગ કારણ
જનમ હરીએ–ગુરૂજી. (૭)

અમે પરાણના લેખા અને જોગ ન દેખા, અમે નારાએણની
સેવા ના ગોતીજી,
હીરા હશે તે ઝવેરી જોશે, એંદ્ર ઇમામશાહા ઉપદેશે થાયે
હીરા મોતી-ગુરૂજી. (૮)

# ગીનાન ૩૩ મું.

ઇમામપુરી નગરીમાં ગુર નર રહે છે, તેની સેવા સહી કરી જાણોજી,
તે ગુર આજ તમને જોગ સમજાવે, તમે સીધ પુરૂસને પરમાણો...
જુગેસર આજ દશમે તમે જોત પરકાશોજી.... ... (૧)
પરતક પુજો ને સહી કરી બુજો, સત કરીને તમે ધીયાવોજી,
જોગ કમાસો તો દોજકે જાશો, તમે નીરમલ મનથી આવો-જુગેસર. (૨)
એ પીરીત જાણો ને ગુરને પરમાણો, એ આદ અંતના છે કાજીજી,
સાએગ પરમાણે તમને પરીભીરમ મલેઆ, તમે મુકો તે
મનકેરી બાજી-જુગેસર. (૩)
આદ સંજોગી ને દુનીઆના ભોગી, પણ ભવ બંધન કેમ
કરી છુટોજી,
ભીરમ ગીનાન સરૂપી પાણી લઇને, ભીતર ધોએથી પાપ છુટો-જુગેસર. (૪)
તે ગુર આજ પરતક બેઠા, તેણે આજ કલજુગમાં જોત પરકાશીજી,
આવાગમણના કરશે નીવેડા, તમે મનના મેલા બાહેર હુવે ખાલી-જુગેસર. (૫)
અસંખ જુગ આગે વહી ગયા, હજુ લગણ ગુર નહી મલેજી,
કેઇ પેરે જોગી તમે જોગ કમાશો, જેથી જીવને જન્મ મરણ ટલે-જુગેસર. (૬)
સતગુર ના બુજો ને સતપંથ ના સુજે, આ સંસાર પરલે થાશેજી,
ભણે ગુર ઇમામશાહા સુણો મારા જોગી, પણ શરીર પડી પડી જાશે-જુગેસર. (૭)



# ગીનાન ૩૪ મું.

નાથ તમારા સો ચેલા હમારા, અમે જનમો જનમના
છઈએ જોગીજી,

નવ નાથ ને સીધ ચોરાસી, એ આસણ અમને આરાધો...
જુગેસર કાયા કસો તો જોગ સુજેજી... ... (૧)

વીરથા શહેર માંહે સામી તખત રચાયા, શેસટના સીરજણહારજી,
એ અવતાર પાત્રની જે સુધ ન જાણે, તે જીવને પડશે જંજાલ-જુગેસર. (૨)
સામી ત્રાસ બાંધી જારે જીવને તોલશે, રતી અવગુણ ન
રાખે લગારજી,
તીયાં જીવ બળશે ને પુકાર કરશે, અને પડશે તે ઘણુ કેરી માર-જુગેસર. (૩)
સવા નેજે આવી સુરજ રહેશે, ને ધરતી ત્રાંબા વરણી હોએશેજી,
એક એક ગુનાહ સો સો વાર પુછશે, તીયાં પુકાર પાડીને
જીવ ઘણું રોશે-જુગેસર. (૪)

તેરે દારો તમને દોહેલો થાશે, કીધા કરતવ આગલ પાવે જાણજી,
મનને મારો ને જીવ ને આધારો, હીસાબ પુછશે તીયાં હોયેશે હાણ-જુગેસર. (૫)
અરધ લાખ વરસનો એક દીન થાશે, તારે દુઃખ જીવને ઘણું હોયેજી,
મુનીવરને કાજે મેગાદમર રચશે, તેની છાંએ બેસે મુનીવર સોએ-જુગેસર. (૬)

સતપંથીને સીર છત્ર ધરેસે, તેને અગની ન લુપે આંચજી,
તેને આહાદન એરે જાયશે, અને બેસસે ગુરનરને પાસ-જુગેસર. (૭)
એવા દુઃખ દોહેલા દુનીઆને થાશે, તમે ગુર મંત્ર ન
જાણીઆ અબધુતાજી,
તમે એકોતેર તારો ને જોગ ઉતારો, જન્મ જાશે જોતા જોતા-જુગેસર. (૮)
જોગ છાંડોને સંસાર માંડો, સંસાર માંએ સુધ થાઓજી,
એણે સંસારે રાજા પએલાજ સીધા, જેણે કાયા હોલીમાં સીચાવી-જુગેસર. (૯)

દ્રઢ મને જોગથી થાએ સંજોગ, તો સરગે જાવાને સુખ થાશેજી,
સવા લાખનું આગલ સુખ ભોગવશો, અને બેસશો ગુરને પાસે-જુગેસર. (૧૦)
એમ ભણે ઈમામશાહા તમે સુણો જુગેસર, સંઘ પોતી ને
સમરથ આવેયાજી,
છેલી સંધના સાહેબ સહી કરી જાણો, જે આપે અમરાપુરી વાસા-જુગેસર. (૧૧)

# ગીનાન ૩૫ મું.

જોગી કોણ સો આસણ તમારૂં કહીએ, કોણ નગરીમાં રહો
છો વાસાજી,
કોણે ઉપદેશ આપયો છે તમને, કોણે જોગ દેખાડેઆ પરકાશા...
જુગેસર પણ ભીરમ પીછાણે સોહી નર જોગીજી... ... (૧)
કોણ સો રૂપે જોગ દેખાડેઆ, કોણ કરતવ કીધે મીલીએજી,
કોણ કરતવે આવા ગુણ ઓળો, કોણ ઠેકાણે પાપ ટલીએ-જુગેસર. (૨)
કોણે સીંગી શબ્દ તમને દીધા, કોણે તમને ભભુત આપી,
કીએ ગુરૂએ તમને પથર પુજાવેઆ, કીએ ગુરૂએ રૂંઢમાલા આપી-જુગેસર. (૩)
કોણ સો માતા તમારી કહીએ, કોણ તાત તમારા કહીએજી,
કોણ ઠેકાણે દીદાર કીજે, કોણ ઠેકાણે વાસો લહીએ-જુગેસર. (૪)
કોણ સો શકતી ને કોણ સો શકતી, અને કોણ અમર
કાયા રાખીજી,
કોણ માયા મનથી વીસારીજી, કોણ ત્રસણા તજી નાખી-જુગેસર. (૫)
નીરીજંનના મેલાને જોગની વેળા, પણ કોલ કમાયા ધરમજી,
કોણ પરકાસના જોગ જે કહીએ, તમે કોણ પ્રકારે છુટા કરમ-જુગેસર. (૬)
કોણ ચાલે ચાલેઆ ને કોણે ધરમ આલેઆ, તમે કીયાં જઈને
મુગત લેસોજી,
ન આવે વીસવાસ ને કોણ પુરે આસા, પરતીત વીના પાવન
કેમ થાશો-જુગેસર. (૭)
રૂદે કમલમાં દેખો મે કોણ નરને લેખો, આસણ વાલે તો
જોગ અજવાલેજી,
કોણ સીરાસે રૂખી પાસે, પણ પંજણુ આતમાને વારો-જુગેસર. (૮)
આ મન તન લેખો સો નીરીંજન દેખો, દીન પોહોતે જાશો
સરવે સોતાજી,
જોગ જાણો તો મનસું વખાણો, વીખીઆની વેલ કડવી
જાહેર કહેતા-જુગેસર. (૯)
આવા મુન અંતર માંહે સોધો, પણ પરતમા પુજે પાપ ન જાએજી,
જોગ કમાવો તમે સોહી જોઈ, કરણી કરણી જીવની સાથે થાએ-જુગેસર. (૧૦)
નવ માસ તપ કે ખાંધે રાખીઆ, તેની સુધ ન જાણીજી,

આ મનની કાસલ તમે કાઢી નાખો, જે નીત લેખા લેસે
સારંગપાણી-જુગેસર. (૧૧)
એમ ભણે ઈમામશાહા તમે સુણો જુગેસર, જુગતી વીના જોગ
સાધન ના હોએજી,
કાલના ધંધા ને દુનીઆના ફંદા, ફોગટ ફેરા તમે ફરસો સોએ-જુગેસર. (૧૨)

# ગીનાન ૩૬ મું.

કોણ સો આસણે હોએ ભીરમા, કોણ નગરી માંહે વાસાજી,
કોણ ઠેકાણે કોણ અસતલ પુજાવા, પણ કોણ તીરથ સાચા...
ગુરૂજી અમને છે ગુરનર આશાજી... ... (૧)
કોણ ઠેકાણે તમે પરગટ રહેશો, અને કોણ સો વેદ ભણવા કહીયેજી,
કોણ સો જાપ અમે જંપીએ, અમે કીયાં જાઇને દાન દઇએ-ગુરૂજી. (૨)
કોણ તીરથે અમે પાપ છુટીએ, કોણ જોતે ઇમાન કહીએજી,
કીયાં જાઈ અમે ગુનાહ ગુજારીએ, તેનો સંસો ટાલી દઇએ-ગુરૂજી. (૩)
સેજ દાન સતગુર મુખે દેજો, ગત તીરથે ગુનાહ પરહરે સોઇજી,
પછમ દીસે બેસી જાપ ઓચરીએ, બીજ શુકરવારી કરજો જોઇ...
જુગેસર ગુરનર પુરે આશાજી... ... (૪)
આજ એ કેહેકપુરી નગરીમાં પરતક બેઠા, તીયાં ગુરનરના
છે કેડાજી,
અનત કરોડ જીવને તારવા આવેઆ, તમારા જોગના કરવા નીવેડા-જુગેસર. (૫)
અથર વેદ એક રામ રહેમાન, ચાર જુગે ચાર દીસા પુજાવીજી,
કરણ કલપથી આવેઆ, તેની તમને સુધ ન આવી-જુગેસર. (૬)
સોલ કલાસું જોત પરકાશી, છત્રીસ આસણુસું આવેયાજી,
હેમપુરી નગરીમાં હાજરૂ મીજલસના મેળા, પાંચમો વેદ
તીયાં ભણાવેઆ-જુગેસર. (૭)
કુવારકા ખેત્રમાં આસણ કીધા, તીયાં ધરમ પાપના નીવેડા થાશેજી,
આજ પરતક સામીને જે કોઇ નમશે, તેના પરાછત પરલે જાશે-જુગેસર. (૮)
કુંભ કલસ તમે સાચો કરી પુજો, તે સોલે કલા છે ઘટમાંથીજી,
જંપુદીપમાં જુગેસર બેઠા, તે સીધ શબ્દના છે સાથી-જુગેસર. (૯)

એમ બોલેઆ ઈમામશાહા તમે સુણો જુગેસર, અમે નીરીંજન
ઘેરથી આવયાજી,
આગે કરસન રૂપે કરૂણા કીધી, તો ગુરનર બેઉ સમાવેઆ–જુગેસર. (૧૦)

# ગીનાન ૩૭ મું.

ભીરમાને શીવ બે સંગાતે આવેઆ, સીધ પુરસના સાથીજી,
નીરીંજને લઈ સકતી સમજાવી, તે વર વરીને સકતી આવી...
જુગેસર નીરીંજનને સેવો તો સુધ થાઓજી... .... (૧)
નવે અવતારે રમત કીધી, તેને સહી કરીને જાણોજી,
તેજો ભીરમાને તેજો વીશનું, તેજો મએસર પરમાણુ–જુગેસર. (૨)
પરથવી રાખીને ભરમંઠ જડેઆ, જડેઆ મેર ને મંડાણજી.
કમલ પરકાશીને સંજોગ કીધા, કીધા મરણ ને જરણ–જુગેસર. (૩)
શેસટ માંહે આવેઆ ને મુનીવર વધાવેઆ, વેશે થયા વનમાલીજી,
રોપ રોપીને રમત માડી, ગરીબ ઘેર રહયા હાલી–જુગેસર. (૪)
ઉતમ મધમથી ન અભડાઈએ, સેવે અમર થાએ આજજી,
વાડીને વાવી ને રમત કીધી, વીસનું ભીરમાની કલા વરતી–જુગેસર. (૫)
કલા વરતાવી જોગ દેખાડીયા, તે આપો આપ આવેઆજી,
ફુલ આપીને ફેરા જો ટાલીયા, તે સતગુર હશન શાહા આવેઆ–જુગેસર. (૬)
તેને હુકમે પાણી પરબત જાણો, હુકમે નવ કુલ નાગ ચલાયાજી,
નુરાની વેસે શાહા નુરઘર કહેવાયા, આજ તેજ ઈમામ કહેવાયા–જુગેસર. (૭)
ગુરૂજી અમરાપુરીનું સુખ સતગુર દેખાડે, અમે રહીએ સરણ
તમારી ઈયાંથીજી,
આસણ રાખી અમને સતપંથ આપો, અમે સોબતના થઈએ સાથી–જુગેસર. (૮)
અપરાધ અમારા અલગા કરી નાખો, અમને નરગે જાતા
ઉગારી આયાજી,
એક બાણે અમારા અંગો અંગ વીંધીયા, પણ અમથી ઉતર
દીઓ ન જાય–જુગેસર. (૯)
અમે આજ લગી ગુરૂજી સુનમાં સેવીયા, અમે ન જાણેઆ
સીરજણહારજી,

અમે આંખ વીનારે ગુરૂજી ભીંતે અથડાયા, અમને દેખાડો
જોગનો પાર-જુગેસર. (૧૦)

અમારા જન્મ જન્મના ફેરા ટાલેઆ, અમે શું જાણું સુધ તમારીજી,
અમને જંપુદીપના ગુર જુગમાં દેખાડો, અમે સુણીએ વાણી
વેદને વીચારી-જુગેસર. (૧૧)

આવા વેદ પરમાણી અમે વીસંભર વરતા, અમને દસોંદ કઢાવી
દીઓ દીદારજી,
અમે સેવા કારણ સંસાર તજીયા, તમે અમને ઉતારો પાર-જુગેસર. (૧૨)

ભણે ગુર ઈમામશાહા તમે સુણો જુગેસર, તમે પરાલક્ષે
દેવને પાઓજી,
જે દાડે ધંધુકારજ હોતા, તારે તેજ પરકાસેઆ સાર-જુગેસર. (૧૩)

## ગીનાન ૩૮ મું.

એંડ મધે જારે ધયાન ધરીને, તો ધીઆન મધે સરવે એંપુંજી,
દસ કલા દેવે દેહીમાં સીરજી, તો કલામાંહે સરવે પીરપું...
જુગેસર જોગના મારગ દોહેલાજી... ... (૧)

પીંડ બરમંડના સામીએ કીધા નીવેડા, તારે પરથમ પરપરીત
સામીએ બાંધીજી,
નુર તજલેથી હેત જો ધરીઆ, તારે પવન પાણી રહીઆ સાધી-જુગેસર. (૨)

નર હરી સામીએ શબદ ઉપાયા, તો સુન છેદીને ચકર લીધાજી,
આપો આપ અલગા રહીને, તારે મન માંહે ચલત્ર કીધા-જુગેસર. (૩)

રતન પરકાશી સામીએ તેજ દેખાડેઆ, તારે નાભી થકી
નુર જડીઆજી,
ભણે એંદ્ર ઈમામશાહ ભેદ દેખાડેઆ, તેમાં અદભદ નુર ભરેઆ-જુગેસર. (૪)



# ગીનાન ૩૯ મું.

પરથમ ધંધુકારજ હોતા, ધીયાન ધરી પરથમ હેત નીપાયાજી,
તેજ મધે સામી આપ આવેઆ, તો તેજ માંએ સરવે સીરજેઆ...
જુગેસર જોગ મારગે જુગતે ચાલો જોઇજી... ... (૧)
અખંડ આસણ દેવે દેહીમાં સીરજેઆ, તારે બંબ મધે
રૂપ વરતેઆજી,
મંડલ મધે જારે મન પરકાસીઉં, તારે પીંડ ને રૂહુ સરવે સરજેઆ-જુગેસર. (૨)
શબ્દના ભેદ તારે સમજીને રહેઆ. તારે સીરગુણ ને નીરગુણ
સરવે સરજેઆજી,
કમલ પરકાશી ધીયાન ધરીઓ, તારે ભેદ અભેદ બેઉ વરતેઆ-જુગેસર. (૩)
જોગી પરતે સતગુર વચન ભણેઆ, તારે દેવને પુજી દસોંદ આપીજી,
એંદ્રઈમામશાહે જોગ સમજાયા, તારે જોગીએ જોગ
મેલેઆ ઉથાપી-જુગેસર. (૪)

# ગીનાન ૪૦ મું.

બંબ ન હોતા તારે ભીરમા ન હોતા, તારે બંબ માંએ
બંબ સમાયાજી,
આદેથી ઉપના તે અંતે સમાયા, તેમણે બાંધી નુરાની કાયા...
જુગેસર જુગત વીના મુગત ન હોએજી... ... (૧)
આસણ વરતીને જુગતી વરતી. તે સરજેઆ જોગીને
જુગતને ધીયાયાજી,
તે જોગી જુગમધે પરતક બેઠા, જેણે ચઉદ ભવન રચાયા-જુગેસર. (૨)
કાલ કરોધે કામ ન થાએ, બંબ વીસતારીને બંધ જો કીધાજી,
બંબ વીસતારીને ભીરમા નીપાયા, તીસમાં તેજ પરકાસ દીધા-જુગેસર. (૩)
બંબ માંહે તેજ સમાયા, જુગત વીના મુગત ન પાવે કોઇજી,
ઇશ્વર નહી આસધે તે જોગ સાધે, સીંગી ફુંકેથી શું હોય-જુગેસર. (૪)

કરણીએ કાચા કુડી વાચા, તે પડશે સુનકાર જાએજી,
ખીરમાના ભેદ ને પુજે ઉપવેદ, આગે જીવને અરથજ થાય-જુગેસર. (૫)
સુન કલા મધે ધીયાન ધરીને, નીપાયા ધરમ ને પાપજી,
કરમ ટાલી ને ધરમ પરકાશે, એણે ઓધરે કુલ માઈ ને બાપ-જુગેસર. (૬)
સતપંથ ન શ્રેવા તે પારાધી જેવા, તે પડશે સેશટ
પચાસના ઠાએજી,
માંગી ખાવું ને તીરથે નાવું, તેમ માછલી છે પાણી માંહે-જુગેસર. (૭)
જુગત વીના જોગી જનમજ ખોયા, પણ મરણા જીવણા
જીવની સાથેજી,
આજ કલવારે ગુર શાહાને સીરેવો, સુધ બુધ તે એ સામીને હાથે-જુગેસર. (૮)
જુગત જાણો ને ગુરને પીછાણો, તે કલા ધરી કલમાંએ ખેલાજી,
ભણે ગુર ઈમામશાહા સુણો મારા જોગી, તમને હાજર
મજલસના હોયસે મેલા-જુગેસર. (૯)

# ગીનાન ૪૧ મું.

સતપંથ પદારથ તમે સોધીને લેજો, તે સામી પરતક આવીયાજી,
ગુર રૂપ મીલીયા ભાગ તમારા, તેની સુધ સોધીને લાવીયા...
જુગેસર જનમના જોગને તમે જાણોજી... ... (૧)
જનમના હીણા તે જાતે ખીણા, પણ કમાઈ જાશે સરવે હારીજી,
સામી વીરચા શેહેરમાં તખતે બેઠા, દીલભર દાતા જીવોના આધારી-જુગેસર. (૨)
તે નર જેને પરતક મલીઆ, તે જીવોના થયા નીસતારજી,
જુગા જુગ સામી રમતા આવીયા, તે શેશટના સીરજણહાર-જુગેસર. (૩)
આદરીઆ સો ભરીયા ને વેદની કીરીયા, ચુકે ચોરાસીએ
પડશો બીજેજી,
શું પુછો અમને ગુર મલીઆ તમને, વેદ પરમાણે કરતવ કીજે-જુગેસર. (૪)
સંસાર જોઈને કરતવ બોજો, પણ ખમીયા સરીખું નહી
કોઇ દાનજી,
સામી મુલસતાને રમત માંડી, ઉઘાડી હીરાની ખાણુ-જુગેસર. (૫)
તેના મરમ તે મરમી જાણે, સકલ સંજોગે ધીયાન ધરાયાજી,
ધીઆન ધરી ધીયાનમાં રહેઆ, ધરી નીરીજંનની માયા-જુગેસર. (૬)

આજ કઠણ વેલામાં કલા છીપાવી, ભગત અગોચર કીધા
અત્ર સારજી,
આજ સમા પરમાણે શોધીને લેજો, પણ સત છે ખંડાની ધાર-જુગેસર. (૭)
જે દહાડે મોહો માયા ન હોતી, સામી રૂપ પરકાશીયા જાણજી,
રૂપ પરકાશીને રમત માંડી, અને સરજીયા હીંદુ મુસલમાન-જુગેસર. (૮)
હીંદુ હોઈને પુજી પસતાયા, મુસલમાને મુલગા ગમાયાજી.
રાજ ગોસાઈએ એક સુનસું સીરેવયા, પણ સુનની શુધ ન પાયા-જુગેસર. (૯)
સોહે કીરીયાની તમને જનોઇ આપી, ભીરમા જાણો
ભીરામણ ધાવાજી,
પણ તીરથે નાય તે પાપ ન જાય, આ પથર કોણે ભતાયા-જુગેસર. (૧૦)
પાંચમો વેદ તે મુગતીનો ભેદ, પણ અરસ કુરસની આશા જેનેજી,
નીરમલ મને પાલો ગુરૂના વચન, હેતે પીરીતે હાસલ હોશે તેને-જુગેસર. (૧૧)
ભેખ ફેરાવે ને ઘરઘર જાવે, પરધાન ખાધે ધરમ ન થાશેજી,
મંઢીરે બાંધીને મમતા ન છાંડી, પણ જુઠી માયા માંહે માર ખાસે-જુગેસર. (૧૨)
ઉપદેશ ઉંધા ને થાઓ છો સુધા, સત વીના સુકાઇ જાશો સારજી.
જેવું ઝાકલનું પાણી તેવી કાયાની એંધાણી, તેને વહી જાતાં
નહી લાગે વાર-જુગેસર. (૧૩)
હાંદી સવાઈ ને માંઠી ભવાઇ, રેહેણી પોતી અવસર ન મલેજી,
એમ બોલેઆ ઇમામશાહા સુણો હો જોગી, સતગુર મલે તો
ફેરા ટલે-જુગેસર. (૧૪)

## ગીનાન ૪૨ મું.

હેમપુરી નગરીમાં આસણ સરજેઆ, અમે સુધ તમને દીધીજી,
રેવાથી ઉતરે સાબરમતી ત્રટે, તાંહા ગુરજીએ કલા કીધી...
જુગેસર જુગ માંહે જીવણા થોડાજી... ... (૧)
વઇકુંઠમાં તમને નીસરે મલવા, એ જોગથી મુગત ન થાએજી,
જરણાની જાત ને જીવની વાત, પીંઢ ભરમંઢ પડી જાએ-જુગેસર. (૨)
નામ નીરંગા ને વેદની તરંગા, પણ ઘડાય એટલા ઘાટજી,
કંઇ ફુટા ને કંઇક ફુટા, પણ કંઇકે મુલ માગી વાટ-જુગેસર. (૩)

આ શાસ્ત્રમાં તમને સતગુરે કહીયું. પણ શેરાટ ગુર હસન
શાહા જાણોજી,
સતોક વધીએ સપાત્ર લહીએ, પણ કપાત્રની કોણ પુજા પરમાણો–જુગેસર. (૪)
મોટા થઈને શીર ગુણ ગાએ, પણ સાંસો તમને પડશેજી,
જોગને કાજે જીવને કાં હારો, પણ રતન પદારથ કીયાંથી જડશે–જુગેસર. (૫)
જોગ ન જાણે ને સુન વખાણે, પ્રેમ અખર એક ન સેવાજી,
ભણે ગુર ઈમામશાહા સુણો જુગેસર, તો સેજે ખાટકી જેવા–જુગેસર. (૬)

---

# ગીનાન ૪૩ મું.

---

હેત ધરીને નીરમુખે ફરીને, તો નીસટે ફોગટ ફેરા મલશેજી,
પાપના પડદા પીઠ ઉપર ફરેઆ, પણ ફરમાની હોશે તો
ફેરા ટલશે...
જુગેસર જુગમાં જીવણા થોડાજી... ... (૧)
આપ વીચારો ને પાંચને વારો, નહીતો પીઠ પરાણને પડશે વેરાજી.
જીવના જોતી જેવા નીરમલ મોતી, નીરીંજન ઘર વાસો
થાશે સવેરા–જુગેસર. (૨)
પાંચ ને મારે એક કરી જાણે, પણ સુર ઉગે સગરામ થાશેજી,
આગલ સોલ કલા લઇ સુરજ તપશે, જીવનો લેખો થાશે
સાંઇયા પાસે–જુગેસર. (૩)
બરામણ જોગી સેવડા સનયાસી, તે શું જાણે કલા હમારીજી,
અમે અનત પરકારે સેવા કીધી, દેવને વાલી દેવને આરાધીયા સારી–જુગેસર. (૪)
નવ માસ માતાના ઓદર માંહે રાખીયા, તેની તમે સુધ
ન જાણીજી,
એમ બોલેઆ ઈમામશાહા તમે સુણોરે જોગી, તજો સંસાર
મીઠા પરાણી–જુગેસર. (૫)
આરે સંસાર લહેર સમુદ્રની જાણો, શુધો હશે તે ઉતરશે પારજી,
અથરવેદ પરમાણી સામીને સરેવે, તો તેની લેશે પાર–જુગેસર. (૬)

---

# ગીનાન ૪૪ મું.

એહદ રૂપેથી લીલ જે હોતા, લીલથી અલીલની વાચાજી,
વાચા પરમાણી મંડાણ માંડીયા, તારે માંડી ઉતપુત લીલા સાચા...
જુગેસર પણ જોગ તતવ તમે જાણોજી... ... (૧)
રચના રચીને રમત માંડી, તારે કીધી જોગ ભોગની કાયાજી,
ત્રસુલ ધરીને દસટે રાખી, તોએ એ રચનાના પાર ન પાયા-જુગેસર. (૨)
પરદખણા કરીને પાંએ જે લાગા, તારે પાંઇ ધોઈ
ચરણામત કીધાજી,
મુલસતાનેથી થંભ જે કીધા, એમાં ઓધરસે નર ને નારી-જુગેસર. (૩)
મુલ મંઢાણ બેઉ બંબથી સરજેઆ, તારે સરજેઆ
સત દીતના વાસજી,
સત ને દીત બેઉ ભીરમાજીએ સરજેઆ, સરજેઆ તે તેજ ને પરકાસ-જુગેસર. (૪)
અધબુધ વાણી ગુર મુખે જાણી, પણ જે સંખના શબ્દ ના હોતાજી,
સંખ પરકાસીને સંસાર સરજેઆ, તે દાડે જોગ કીયાં હોતા-જુગેસર. (૫)
ઇશ્વર પારવતી આદમ હુવા અવતાર, તેના તમે જોગ
લીધા સંસારજી,
તેના જોગ જોઈ તમે ના ભુલો, તે જોઇ પડશો અંધકાર-જુગેસર. (૬)
સામી સત પરકાશી સતપંથ સરજેયા, અને કીધા
જીવના ઓધારજી,
ભણે ગુર ઈમામશાહા સતપંથ સેવો, તો એકોતેરના થાય નીસતાર-જુગેસર. (૭)

# ગીનાન ૪૫ મું.

એ નર ને નારી બેઉ જોગમું ખેલે, પણ જોગ
ભરમાની ભગતીજી,
ભરમાની ભગતી એ જીવોની મુગતી, ટાલો મોહો મછર કરમ ગતી...
જુગેસર જોગ તંતવ તમે જાણોજી... ... (૧)

કાર તજસો તો પરમ સુખ લેશો, એક અખરથી સરવે જુગ કીધાજી,
તેરે અખર તમે પરમાણો, એની માયાએ મુનીજન લીધા-જુગેસર. (૨)
એની માયા માંએ સરવે મોએ, પણ પંજભુ આતમાને
વસ રાખોજી,
કેણે ઉપદેશ તમને આંખીઆ, તે ભેદ અમને આંખો-જુગેસર. (૩)
તેરે સતગુર તમે પરમાણો, અનેક ગુર કીધે જીવને દુઃખ દીજેજી,
સતપંથનો દરસન તમે કીયાંથી લેશો, કીરીઆ કીધે મુગતી લીજે-જુગેસર. (૪)
દસમો અવતાર માનખા દેહીએ આવેઆ, તે પરતક પુજો કીરતારજી,
તેજ શામ ને તેજ પરમેસર, તે અંતકાલના તારણહાર-જુગેસર. (૫)
દોજખ દુઃખ તમથી વેઠી ન જાએ, કહે ગુર ઇમામશાહા સોઇજી,
અમરાપુરીને દરવાજે ઉભા રહીને, જોતને પામો જોઇ-જુગેસર. (૬)

## ગીનાન ૪૬ મું.

ઇમામપુરી નગરી ને કુંવારકા ખેત્ર, તીયાં નીવેડા થાએ પરકાશજી,
પેલે કરતા જુગે ગુરે કસણી કીધી, ઉતર દીસ માંએ પુરેઆ વાસ...
જુગેસર જોગ તતવ તમે જાણોજી... ... (૧)
બીજા ત્રેતા જુગમાં પુરવ દીસા પુજાવી, તે દરશન પરતક જાણોજી,
એ નાથ અનાથને તમે ઢુંઢો, પરતક કહેકમાં પરમાણો-જુગેસર. (૨)
ત્રીજા દુઆપુરમાં દખણ દીસા પુજાવી, પરાણીના જીવ
અરથ કાજેજી,
સતી જીવને સરગાપુરી વાસો, પણ પરતક પુજા તમને છાજે-જુગેસર. (૩)
આજ કલજુગે પછમ દીસા પુજાવી, તીયાં ગુરનરના પુરીયા વાસજી,
દરશન દેખો તો સતપંથ લેખો, શુધ બુધનાં પરકાશ-જુગેસર. (૪)
ચારે જુગમાં પરતક બેઠા, જેને આદ ગુર ભેટીયા સંતજી,
નીરમલ થઇ નીરીજંનને આરાધો, સેવા કરી કાંડી મંત્ર-જુગેસર. (૫)
એમ ભણે ઇમામશાહા તમે નીરીંજન સીરેવો, જેથી જીવના
નીવેડા થાયજી,
ઉજલુ મન કરે ગીનાન થાય, પણ હેતે પીરીતે હરીને ધીયાય-જુગેસર. (૬)

# ગીનાન ૪૭ મું.

છત્રીસ જુગ ને ચોરાસી ચોકડી, અને એક ધીયાનસું રહેઆજી,
તે ધીયાન ધરીને સરવે સરજેઆ, તે સત માંએ દીત સમાયા...
જુગેસર જેમણે સીરજેઆ તેમને સેવોજી... ... (૧)

તેમને સેવે તે સરગાપુરી જાશે, પણ જાશે તે કરણીએ સારજી,
ધરમ ને પાપ બેઉ જીવની સાથે, ધરમ વધે ને પાપ નીસતાર-જુગેસર. (૨)

પીર કબીરદીન આદ ગુર આવેઆ, તે અનતના ભરણ ભરાવાજી,
તેનો વર પીર કબીરદીનને સાથે, તે બારમી સીધીના
સરદાર આવેઆ-જુગેસર. (૩)

તે અલખ નીરીજંનના ચેલા, તે કહેકપુરીમાં પરમાણજી,
ચાર વેદની વાતો સંસાર જાણે, જાણી જોઈ ભુલા નીરવાણ-જુગેસર. (૪)

પાંચમે વેદ પરતક બેઠા, અને બેઠા અરબ દેસ મીંજાર,
અરબી રૂપે અવતાર લીધો, જુગમાં કલા ધરી સાર-જુગેસર. (૫)

સામી દીન જગાડીને કુફર તોડઆ, અને હીંદુ કીધા મુસલમાનજી,
ભીરમા વીશનુ અને મએસર, એ ત્રણે એક કલા પરમાણ-જુગેસર. (૬)

ગુરે ભાવ જોઇને ભગતી કીધી, અને જીવણ મરણ બેઉ સરજેઆજી,
વીસવ રૂપે વેરાગી સરજેઆ, તે માલા ધાલીને માંગી ખાવા-જુગેસર. (૭)

એમ કહે ઈમામશાહા અસતલ પુજાવેઆ, સંધ પોતીને
સમરથ આવેઆજી,
ઠામ ઠેકાણે તો ગુર મુખે જાણો, ગુર વીના મુગત કીયાંથી થાવા-જુગેસર. (૮)

# ગીનાન ૪૮ મું.

એ જોગીથી જીવના નીવેડા થાય, બાકી માંગી ભરે
ઉદર ખાલીજી,
કુદરતી ખેલ ને ત્રણનો મેલ, ત્રણે ગુણે મલીને લીધી તાલી...
જુગેસર જેમણે સરજેઆ તેમને સેવોજી... ... (૧)

સોલ કલા લઈને સરગથી આવેયા, તારે જુગમાં થયા હલહલકારજી,
અમરની માર આગલ કેમ કરી સહેસો, તો શુધ બુધ
મેલી વીસારી—જુગેસર. (૨)

ગીનાનના મેલા ને ચેતો સવેરા, તો સરગ નીશંદે પાઓજી,
ગત ત્રવેણી ગાટમાં સંગમ કીજે, આ સતપંથ ફલ તેથી પાઓ—જુગેસર. (૩)

કાયા મહેલ માંહે અબદ કરમ જો મેલેયા, તેમાં કોણ રાજા ને
કોણ પરધાનજી,
અને કોણ કાએમસું બંધન થયા. તે કોલ આજ સંભારો ઈમાન—જુગેસર. (૪)

ગુર મેરા રાજા ને મન પરધાન, એ ખમેઆ માતા હમારીજી,
નીરીંજન તાત અહુંકાર દેવી નગરી, સેવા બેલો નર ને નારી—જુગેસર. (૫)

એમ બોલેઆ ઈમામશાહા તમે સુણો જુગેસર, જન્મ ગયા
જોતા જોતા ફાડીજી,
જારે અલખ નીરીંજન લેખુ માંગશે, તારે ઘાલશે તે લોઢાની ઘાણી—જુગેસર. (૬)

## ગીનાન ૪૯ મું.

હીલ વરણ ધંધુકાર જો હોતા, તારે તેજ સમે હોતા નાથજી,
એહદ રૂપે ગુર હસનશાહ જાણો, તે ધીયાન નીરીંજનના સાથી...
જુગેસર પણ તમે જોગની જુગત ન જાણીજી... ... (૧)

એ ત્રણે સુરત તતવ જાણો, ચોથી આદ શકતી અવતારજી,
જંબુદીપમાં તમે દરશન દેખો, તેથી પાવન થાશો પાપ નીવારી—જુગેસર. (૨)

આવા ગુરનરે તમને સતપંથ થાપીયા, પણ સામલ હીઓ
જીવ સુફલેજી,
ભીતર ખોજે તે ભેદ બુજે, આવાગમણના ફેરા ટલશે—જુગેસર. (૩)

ધરતી પાતાલને સેહેજે સરગાપુરી, કલા ધરી કલમાંએ આવેયાજી,
જાં લગી નાથ અનાથ નથી મલેઆ, તાં લગી ફેરા તમે ખાયા—જુગેસર. (૪)

કેહેકપુરી નગરીમાં અલખ ધણી રહે છે, તે છત્રીસે પંથ
સરવે જાણેજી,
મુકો બાજી તમે મન કરો કાજી, તેહેનાં કોણ કરતવ પરમાણો—જુગેસર. (૫)

અને સુરત તમે એક કરી જાણો, તે આદે જોગમાંએ આવીઆજી,
એમ ભણે ઇમામશાહા તમે સુણો મારા જોગી, તેને સેવે
સરગે સધાવીઆ—જુગેસર. (૬)

# ગીનાન ૫૦ મું.

અંધુકાર માંહે ધીયાન ધરીને, તો કરણ માંહે કરણી કમાયાજી,
કલપ મધે કલપના કીધી, તો જુગતે સેશટ નીપાયા...
જુગેસર જોગના મરમ દોહેલાજી... ... (૧)

જુગત મધે જોગ સરજેઆ, તો જોગ મધે સરવે સરજાજી,
જોગ મધે સરવે જોગી સરજીઆ, તો ભાખીઆ માંહે સરવે વરજ્યુ—જુગેસર. (૨)

કલજુગ મધે જોગી કોને કહીએ, તેનું કહો વીસતારજી,
કઈ જુગતે જોગી કહેવાયા, કઈ પેરે રહીઆ છે સંસાર—જુગેસર. (૩)

તમને કોણે આદે અંતે જોગ દેખાડીઆ, કોણે તમને
ભગુતજ આપીજી,
તમે કોણ રૂપની કલા જો માનો, તમને કોણે જોગી કીધા થાપી—જુગેસર. (૪)

તમે સું રે કમાવો ને સું રે ઓચરો, તમે કેવા ધરો છો ધીયાનજી,
આવી વીખડી વેરા માંએ વાટો કીયાંથી લાધી, તમને કોણે એવા
આપીઆ ગીનાન—જુગેસર. (૫)

તમને કોણે પરબોધીને ઉપદેશ દીધા, તમને કોણે
દેખાડીઆ ધરમજી,
ભણે ગુર ઇમામશાહા સુણો જુગેસર, તમે કીએ જાપે ટાલો
છો કરમ—જુગેસર. (૬)



# ગીનાન ૫૧ મું.



સતગુર ભરમાનું આસણ પુજું, અમે કલા સેવી તમારીજી,
અથર વેદના અમે વાએક ભાખીઆ, અમે સતપંથ સેવું વીચારી...
જુગેસર જોગના મરમ દોહેલાજી... ... (૧)

સતગુર સદરદીને ઉપદેશ દીધા, અમને તેણે દેખાડી બરહમજી,
નકલંકી નામના અમને જાપ જપાવેઆ, અમે બાલીએ તેણે
કરી કરેમ-જુગેસર. (૨)

સત ને સંતોખ અમને જુગત દેખાડી, અને કસણીની ભભુત
અમને આપીજી,
પાત્ર હુસીનીએ અમને પરવાર દેખાડેઆ, અને તીયાંથી જોગી
કીધા થાપી-જુગેસર. (૩)

કેહેક પુરીનાં અમને આસણ દેખાડીઆં, અમે તેના
પકડેઆ કેડાજી,
સદરદીન કબીરદીનના વાએક પરમાણેઆ, તીયાંથી છુટા
બંધન ફેરા-જુગેસર. (૪)

એંદ્ર ઈમામશાહાંએ ભેદ બતાંયા, તારે જોગી તણા શંશય ભાંગાજી,
નવરે નાથ ને સીધ ચોરાસી, તારે આપી દસોંદને પાય લાગા-જુગેસર. (૫)

ભણે એંદ્ર ઈમામદીન સુણો જુગેસર, તમે અથર વેદને
વાયકે ચાલોજી,
જંબુદીપની તમે જુગતને સેવો, તો સેહેજે અમરાપુરી માંલો-જુગેસર. (૬)



# ગીનાન ૫૨ મું.



ચારે ખાણી ને નીરીંજનની વાણી, કાલે સંધે શબ્દ સબ
કોઇ પડશોજી,
બીજ ન બોવે તે ફલ કયાંથી જોવે, કાચા કઈ પેરે પકાશો...
જુગેસર આજ દસમે... ... (૧)

કુંજર દાન કરતા જુગમાં દેતા, તારે દશમે અવતાર નર લયાજી,
ભગતી ન જાણુ ને જોગને વખાણુ, તારે જરણ મરણ જીવને થયા–જુગેસર. (૨)
મમતા ન મુકે ને ખટ કરમ ચુકે, પણ ચોદીસથી લાગી ચોટાજી,
કોણ પરકારે તમે કરણી કીધી, સામી શજો સીરજણહાર મોટા–જુગેસર. (૩)
પાંચે તતવના પીંઢ નીપાયા, અને કુદરતી કીધો ખેલાજી,
પાંચ નદી મુલસતાને સામી તખત રચાવે, તે તખત
ત્રીભોવનના મેલા–જુગેસર. (૪)
વીરચા નગરીમાં સામી વઇકુંઠ રચેશે, તે દીલભર
જીવોનો દાતારજી,
છત્રીસ પંથ દુનીયા માંહે ચાલશે, તે ચલત્રે ચુકા ગમાર–જુગેસર. (૫)
સંસારના ગુર સરવે પરલે જાશે, પરલે જાશે જોગી ને ભોગીજી,
એમ ભણે કમામશાહા તમે સુણો જુગેસર, અમે મરણા જીવણના
છઇએ જોગી–જુગેસર. (૬)



# અબધુનાં ગીનાન.

## ગીનાન ૫૩ મું.

( ગીનાન પીર શમસનું. )

અબધુ જુગત જોલ સંતોખ પાત્ર કરો, અને દંઢા કરો વીચાર,
ખમેઆ દયાકી દોએ મુંદ્રા પેહેરો, ગીનાન કરજો આહાર;
અબધુ તે જોગી જુગમાં એ જાકો મન દુજારે નાહી,
અબધુ તે જોગી જુગ માંએ... ... ... (૧)
અબધુ ગુર મેરા ગીનાન વેરાગકી એંદ્રી, અને સંગમ કરો ભભુતા,
સાચ ધરમ સાચ કરી ધીઆવો, તો જોગી હુએ અબધુતા-જોગી તે જોગી. (૨)
અબધુ ચાંદા સુરજ દોએ રોકી રાખો, અને મને ચીત ધરો ઈસ દંઢી,
સુખમણા તંતી વાજણ લાગી, એ ભેદ કીસેજ ખંઢી-અબધુ તે જોગી. (૩)
અબધુ સબ અવગુણ તજો ત્રીવેણી નાઓ, અને અનહદ નાદ બજાઓ,
કહે પીર શમસ જીવંત મરીએ, તો અવરથ જનમ ન પાઓ-અબધુ જોગી તે. (૪)

## ગીનાન ૫૪ મું.

( ગીનાન પીર હશન કબીરદીનનું. )

અબધુ મન જીતે મન ઇચ્છા ફુલ ઉપજે, અને તન જીતે ઉછરંગ,
હરદે જીતે આનંદ ઉપજે, ઇસ બીદ જોગ અચંદ. (૧)
અબધુ કામ કીરોધ જબ જીતે જોગી, સત પવીત્ર તબ હોય,
ચીંત જીતે ચંદા હોવે નીરમલા, નીરમલ સાધુ સોહી. (૨)

અબધુ રસના પુછંત કંથના અબરત, અને ગીનાન પુરશકું બીનમ,
આકાસ રાજા દેહેન સીંગાસણ, તો આદ પુરસકું બીનંમ. (૩)
અબધુ કાયા કામની મનછા દેવી, અને ચઈતન પુરશ અસથાન,
કરોધ અહુંકાર કટકકા રાજા, તીસકા સુરત નીરત પરધાનમ-અબધુ. (૪)
અબધુ નામ પાતાલ સીર ઉપર નીરમલા, કરમ પુરશ
સીંગાસણ એહ,
જો જોગ જુગત હોએ ભસત સાંઇઆ, તો કરણા કરણી
કરતપ સારંમ-અબધુ. (૫)
અબધુ આસા મારો ચીંતા જારો, અને હું ખુદી કરો રસોઇ.
આસણ જીતો નીંદ્રા જીતો, કીરતાર કરે સો હોઈ-અબધુ. (૬)
અબધુ જો ગુર મલે તો અરથ બતાવે, અને મટે ચીનકા સેંસા,
જલ બીના કમલ ન ફુલે, તાંકું મુરખ જાણે હંસા-અબધુ. (૭)
અબધુ ગુર મલે તો પરછે સાધુ, ગુર બીના ભાટ ન પાવે,
ગીનાન મંડલમાં જલબલ દીવા દીસે, સો ગુર બીના હાથ
ન આવે-અબધુ. (૮)
અબધુ રહેણ અંધેરી સાથી વેરી, અને અવઘટ ગાટ ગુધારા,
બીન અગુએ કીઉ મારગ પાવે, તાકી ચીંતા કરો સવેરા-અબધુ. (૯)
અબધુ સતગુર પારસ સાધુ ત્રાંબા, ભેટે તો સોવન હોઈ,
જીઉ જલ મીંતે આપ પરકાશે, તીઉ માંજે દરશન સોઈ-અબધુ. (૧૦)
અબધુ નીરમલ મઢી સતગુરકા દુઆરા, અને દયા પુરશકા વાસા,
હુન્દે કુંભ પવન ઘર સોધો, તો અલખ પુરશકી આસા-અબધુ. (૧૧)
અબધુ સકટ ઘાટ અંદર લસ ઘાટી, જીયાં સુઈ મારગ ન પાવે,
તીયાં વાહાના રીય સીંગાસણ રાજા, તાંસુ નીન ઉઠ આવે જાવે-અબધુ. (૧૨)
અબધુ ભીરખ બીના ફુલે ફુલવાડી, અને બીના મુખ નાદ બજાવે,
બીન રસના ગુણ ગાવે હરકા, સો બીન પગ આવે જાવે-અબધુ. (૧૩)
અબધુ હરદે બેઠ ચેતન બંદગી, રાવલ હુએ મતવાલા,
ઇંગલા પીંગલા સુખમણા દાસી, સતગુરકી એસી બાલી-અબધુ. (૧૪)
અબધુ હીર પરછે તીઉ તનકુ શોધો, અને કહેઆ ગુરૂકા કીજે,
એના બીજા મારગ જોવે, તીઉં હંસા ગવન કરીજે-અબધુ. (૧૫)
અબધુ હંસ પુરૂશ જબ સનમુખ આવે, તબ કાયા નીરમલ હોઈ,
કરો ધીઆન ધ્રુઅંગ ભભુતા, તો મધસુધ ન પાવે કોઈ-અબધુ. (૧૬)

અબધુ નાદ બંધ દોએ ભછંમ ગુરકે, અને ચીંત સત દોએ સાથી,
નવસા પર છો ખેલ ગુરસું, ગીનાન ધીઆન દોએ હાથી–અબધુ. (૧૭)
અબધુ જાગે સો જો રસમેં પાકે, અને સોહયા તીને રસ ખોયા,
સોઇ પંથ ન કરે ગુસાહીયાં, મુરખ ચાવે સોયા–અબધુ. (૧૮)
અબધુ ઘટ માંહે રીધ સીધ હએ, અને ઘટ માંહે અનહદ ચાલા,
ઘટ માંહે ભાગ લગાયા ભાભુ, ઘટ માંએ સીચણહાર–અબધુ. (૧૯)
અબધુ ઘટ માંહે નવ ખંડ પરોથમી, અને ઘટ માંહે કેવલાસા,
ઘટ માંહે સાત સમુદ્રકા વાસા, ગુર બીના જાએ પીઆસા–અબધુ (૨૦)
અબધુ ગુર વચને ઘટ શોધન કરીજે, તો ગુરનર દરશન પાયા,
કહે પીર હસન કબીરદીન સુણો ગતીઉં લોકા, તેણે આવા
ગમણ છોડાયા–અબધુ. (૨૧)

# ગીનાન ૫૫ મું.

એજી સતગુર પરસાદે શાહા મોરે હાથ પગ સરજીઆરે અબધુ,
સોહી ગુર કેમ વીસારોજી. (૧)
એજી સંખાને નાદ તો બહુ રસ વહી ગયારે અબધુ,
તેણે જપ તપ સરવેઇ ખોયાજી. (૨)
એજી છડીયાબી છડીયા નાથ મછંદર અબધુ,
ચલતીએ પુતલીએ સબ જુગ છલીયાજી. (૩)
એજી હાડકી કડીએ જેમ શીઆળ વીરોધીયા અબધુ,
તે મન માંહે અતી રલીઆજી. (૪)
એજી તીલ સુખ કારણ તેરી કાયા વટલાણી અબધુ,
દુઃખ દોહેલા મેર સમાનજી. (૫)
એજી સાંવલડી નારી ઘણી સુંદર દેખીરે અબધુ,
તેણે કંઈ કંઇ નાથ ભુલાણા. (૬)
એજી ભઠ પડીયા તેરા સુકા ટુકડારે અબધુ,
ભઠ પડીયા હેઠા સોણાજી. (૭)
એજી ભઠ પડયા તેરા વજર કછોટા અબધુ,
ભઠ પડી સો તેરી કંથાજી. (૮)

એજી ભઠ પડયા તેરા ભભુત ભુસણારે અબધુ,
ભઠ પડી કાનકી મુંદ્રાજી. (૯)

એજી ભઠ પડી તેરી ખીપર જોલીરે અબધુ,
ભઠ પડયા હાથકા દંડાજી. (૧૦)

એજી સાર જમંતા ને સેજે પોઢંતારે અબધુ,
એણી પેરે કોઈ ન તરીયાજી. (૧૧)

એજી કહે મછંદર સુણો ગોરખભાઈ,
એવડી બુધ તમે કીયાંથી પાઈજી. (૧૨)

એજી ભુખ ગમાઈ મેંતો ત્રશણા છીપાઇ ગુરૂજી,
નયણે તે નીંદ્રા ન આણીજી. (૧૩)

એજી એક ન ભુલા અબધુ દોએ ન ભુલા અબધુ,
ભુલો ભુલો સઘલો સંસારજી. (૧૪)

એજી સતગુર પરસાદે જતી ગોરખ ન ભુલા અબધુ,
નાથ મછંદરજીકા ચેલાજી. (૧૫)



# ગીનાન ૫૬ મું.

એજી જીસરે ભુંએ તેરી કાયા સરજીરે અબધુ,
સોહી ભુંબ કેમ કરી રાડોજી;
જાગો જુગેસર જાગો મેરા ભાઇજી,
જાગતણાં મત ભુલો મેરે ભાઈજી. (૧)

એજી અલખ નીરીંજન જારે લેખા માંગશેરે અબધુ,
તે પુછે આપ આપકી કમાઇજી—જાગો. (૨)

એજી રીખીસર હોઇને કલસ કુંભ થપાવેરે અબધુ,
તે કુંજર મેઘ જગન ફલ લેશેજી—જાગો. (૩)

એજી રીખીસર હોઇને ગત ગંગામાં આવેરે અબધુ,
તે અસવ મેઘ જગન ફલ લેશેજી—જાગો. (૪)

એજી રીખીસર હોઇને ધરમ કીરયા પાળેરે અબધુ,
તે અજ મેઘ જગન ફલ લેશેજી—જાગો. (૫)

ઍજી નર ને નારી એ સાધ કેવાસેરે અબધુ,
તે અસલ મેધ જગન ફલ લેશેજી–જાગો. (૬)

ઍજી નર ને નારી એ લુંઢ કેવાસેરે અબધુ,
તે પીલાસે લોહો કેરી ઘાણીજી–જાગો. (૭)

ઍજી એક ન ભુલા અબધુ દોએ ન ભુલા અબધુ,
ભુલો ભુલો સબ સો સંસારજી–જાગો. (૮)

ઍજી સતગુર પરસાદે જતી ગોરખ ન ભુલા અબધુ,
નાથ મછંદરજીકા ચેલાજી-જાગો. (૯)



## ગીનાન ૫૭ મું,

ઓહુંગ નમો ગુર શબદ હુએ, આદ અંતકો વેસ,
દંડવત ચીતસે કરૂં, મુખસે કહું આદેસ–હો પીરા. (૧)

આદેસ આદેસ તો આગુ હોતા, જબ હોતા ફરસીરામ,
દુઆપુરસે વેવાર ગયા, અબ કહો પુરા સલામ–હો જોગી. (૨)

આયા ન છોડું મેં લેણે ન જાઉં, કહે મેરા અબધુત મેરા નાઓ–હો પીરા. (૩)

આયાબી તેરા સત લેણેબી જાઓ, કહે મેરા સતગુર,
મેં વીચાર કરી ખાઓરે–હો જોગી. (૪)

છોતી કહે મેં જુગતકી રાણી, છોતીકી છોત ઉતારે પાણી,
પાણીકી છોત ઉતારે પવન, પણ જીવકી છોત ઉતારે કોણ–હો પીરા. (૫)

કાયા કુપલી મન કસતુરી, અને ગીનાન જીવકી જોતી,
જીસ ઘટમેં અલી નબી વસે, તીસે કીયુંકર લાગે છોતી–હો જોગી. (૬)

કોણસો પીંઢત કોણ સો પીંઢ, તમ કીસ સીરકે એંઢ,
કીયાં મીલી નીવાલા ખાઓ, કીસ કરણીએ અમરાપુરી જાઓરે–હો પીરા. (૭)

મનવા હમારા પીંઢત કહીએ, કાયા હમારી પીંઢ,
હમ સીરી ઇસલામશાહાકે એંઢ, ગતમાં મીલી વીચારી ખાએ;
ઈસ કરણીએ અમરાપુરી જાએ–રે જોગી. (૮)

કોણ તમારી જનોઇ કહીએ, કોણ તમારી ધોતી,
કોણ તમારા શબદ કહીએ, કોણ તમારી પોથી–હો પીરા. (૯)

અગમ હમારી જનોઇ કહીએ, નીગમ હમારી ધોતી,
અખંડ હમારા શબ્દ કહીએ, કાયા હમારી પોથી–હો જોગી (૧૦)
કોણસો નગર કોણસો થાન, કોણ લોક વસે પરધાન,
કોણ રાજા કોણ મેતા, કહો કહો ઇસ નગરીકી બાચા–હો પીરા. (૧૧)
કાયા નગરી નવસર થાન, માંહે પાંચ લોક વસે પરધાન,
હંસ રાજા પવન મેતા, લીઓ લીઓ ઇસ નગરીકી બાચા–હો જોગી. (૧૨)
કોણ જાગે કોણ સોવે, કોણ દો દીસ ધાવે,
પચાણુ કેરા કોણ ગુરૂ, સો કોણ મારગ લાવે ?–હો પીરા. (૧૩)
હંસ જાગે પીંઠ સોવે, માયા દો દીસ ધાવે,
પચાણુકા ગીનાન ગુરૂ, સો ગીનાન મારગ લાવે–હો જોગી. (૧૪)
ચાર જુગકા કોણ તીરથ, અને કોણ તીરથ મોમના,
ચલતી નદી તો કોણ તીરથ, કોણ તીરથ ખટ દરસણારે–હો પીરા. (૧૫)
ચાર જુગકા મમ તીરથ, ગીનાન તીરથ મોમના,
ચલતી નદી અંદર તીરથ, સતપંથ તીરથ ખટ દરસણારે–હો જોગી. (૧૬)
કેતા વરસ મેગ જલ બરસે, કઉ ગગન અંતર તારે,
છત્રીસ બરસની મેગ જલ બરસે, દોએ ગગન અંતર તારે–હો જોગી. (૧૭)
મન પરબોધી લે સાધુ અલકુલ તારના, આગુ આગુ હોતે પરે
પરે હોતે,
જારે સાધ નહી શબ્દ નહી અહુંકાર નહી, ધંધુકાર કહે પીર
હસન કબીરદીનરે–હો જોગી. (૧૮)

## ગીનાન ૫૮ મું.

એ અબધુ જમીન ન હોતી આસમાન ન હોતારે અબધુ,
શેસાદ સંજોગ ન હોતા કોઇજી;
એ અબધુ પરથમ જોગકા મુલ વખાણુંરે અબધુ,
તેજ પરમાણ હોતા સોહી... ...
જુગેસર જોગ સંજોગ ધરે રેહેણાજી,
આવા ગમણુ તેરા હોવેગા નીવેડાજી;

ચાર ખાણુ તુજને હોએગા ન ફેરા,
જોગ સંજોગ ધરે રહેણાજી... ... ...(૧)

અબધુ પરથમ જારે ધંધુકાર હોતારે અબધુ,
તારે તેજ સનો નામ સામી હોતાજી;
એ અબધુ જુગ મધી સાહેબે ધીઆનજ ધરીઆરે અબધુ,
પેલા તે હેત ઉપાયા-જુગેસર જોગ. (૨)

એ અબધુ હેત ધરી સાહેબે એંઙ ઉપાયાજીરે અબધુ,
આસમાન નહીઅણુ નીપાઈયાજી;
એ અબધુ નહીઅણુ મથી મથી કીણજ કીઆરે અબધુ,
તીસથી ખીર નીપાયા-જુગેસર જોગ. (૩)

એ અબધુ ઉતપુત હોતા તેના પીંઙ નીપાયારે અબધુ,
આ ભીતર પવન સમાયાજી;
એ અબધુ જુગેસર તે જે ધીયાનસું લાગારે અબધુ,
તો એણી પેરે જોગ નીપાયા-જુગેસર જોગ. (૪)

એ અબધુ ઉતપુત ગુર ભીરમા ઉતપુત વીસનુરે અબધુ,
ઉતપુત દેવ મએસરજી;
એ અબધુ એક જોતસું ખેલેરે અબધુ,
તેને જાણે તે વીરલા કોઈ-જુગેસર જોગ. (૫)

એ અબધુ અગમ અગોચર અકથ કથારે અબધુ,
અલખ લખીઓ ગીનાનેજી;
મન પવન ચાવા નગરીસું ખેલોરે અબધુ,
તો અમર ભેદ પરમાણા-જુગેસર જોગ. (૬)

એ અબધુ વેદ કથી કથી રહેઆ ગુર ભીરમારે અબધુ,
વીસનવે માંડી છે માયાજી,
દેવ મએસર રહેઆ ધીયાન ધરીરે અબધુ,
તો ઈસ જોગકા પાર ન પાયા-જુગેસર. (૭)

અબધુ ગગન મંડલ માંહે મેરા આસણ ભણીએરે અબધુ,
તીયાં અનત સુરતકા મેલાજી;
ભણે પીર હસનશાહા ચેવા નગરીસું ખેલોરે અબધુ,
તો સીધ નાથકા મેં ચેલા-જુગેસર. (૮)

# ગીનાન ૫૯ મું.

( ગીનાન પીર સદરદીનનું. )

એજી જમીન આસમાન સાહેબે જુગતે જડીઆ, તમને દીધા છે ગીરભા વાસ હો,
સોહી સીરેવો સામી આપણું, જેથી પામો મોખ દીદાર હો...
દુધ મ દેખો વીરા કારસું, એણે દુધે તે પડશો જંજાર હો;
દાંગ દેખો વીરા અલી તણો, સચે શાહ તણો...(વરાણી) (૧)
એજી કુટમ પરીવાર જીવડે ઘણા કરેઆ, જીવડો આવીને પડીઓ જંજાર હો,
કાચી કાયા પીંઢ ઢળી પડે, તેનું લેખો તે સાહેબજીને હાથ હો-દુધ. (૨)
એજી અન પાણીના પરભ જારે સુકસે, તારે સ્ત્રી રોતાં મેલે બાલ હો,
બાપ બેટા દાએ જગડસે, એવો થાએસે ખોટા કલીકાર હો-દુધ. (૩)
એજી સામીના દલ જારે ચાલસે, તારે સત ધરમનું થાયસે નીસતાર હો,
ઉણીઆચારી તીયાં ઉભા રહેશે, ફલ લેહેસે સચા યાર હો-દુધ. (૪)
એજી આલ અલી નબીજીની ઓલખીને સીરેવજો, જેણે કીધી છે સતપંથની સાર હો,
પીર સદરદીન ગુર બોલેઆ, મારા મોમનભાઇ તમે રેહેજો હુશીઆર હો-દુધ. (૫)



## ગીનાન ૬૦ મું.

( સરગ ભવનનું જોડીલું. )

---

એજી દીલના દગા બદે કરના હો દુર, યે ગુનાહ બકસે
સુભહાના જીરે. (૧)

એજી પીંઢને કારણ કાંએ જીવડાને હારો, સામી રાજો લેખા
લેસે જીરે. (૨)

એજી ગુનો તમારો દુશમન થાસે, અવર રંગ લઇને ઉઠસે જીરે, (૩)

એજી જંત્ર જાલી જીવડો સાણસીએ તોડાવસે, તારે જીવડો
કરશે પુકાર જીરે. (૪)

એજી નહી તીયાં માતા ને નહી તીયાં પીતા, નહી તીયાં બેન
ન ભાઇ જીરે. (૫)

આતમા જોઉં તો કાંઇ ન દીસે, સામી રાજા લેખા લેસે જીરે. (૬)

એજી ગીનાન મહારસ ભણે પીર સદરદીન, નકલંકી આગળ
હોયસે જીરે. (૭)

